પ્રકાશક :
યશોદય પ્રકાશન
જિનશાસન રક્ષા સમિતિ
C/o મોતિશા લાલબાગ,
જૈન ઉપાશ્રય,
L/212, પાંજરાપોળ લેન,
ભૂલેશ્વર, મુબઈ-૪૦૦૦૦૪.

દ્વિતીય આવૃત્તિ
નકલ ૧,૦૦૦
વિ સં. ૨૦૪૩, જેઠ સુદ-૧૦
તા ૭-૬-૧૯૮૭ રવિવાર
મુબઈ.



: પ્રાપ્તિ સ્થાનો :

જિનશાસન રક્ષા સમિતિ
C/o. મોતિશા લાલબાગ,
જૈન ઉપાશ્રય,
L/212, પાંજરાપોળ લેન,
ભૂલેશ્વર, મુબઈ-૪૦૦૦૦૪.

સેવંતીલાલ વી. જૈન
૨૦, મહાજનગલી, ઝવેરી બજાર,
૧લે માળે, મુબઈ-૪૦૦૦૦૨.

સરસ્વતિ પુસ્તક ભંડાર
રતનપોળ હાથીખાના,
અમદાવાદ-૩૮૦૦૦૧.

સોમચંદ ડી. શાહ
જીવન નિવાસ સામે, તળેટી રોડ,
પાલીતાણા (સૌરાષ્ટ્ર),
પીન ૩૬૪૨૭૦.

: મુદ્રણ સહાય :

અશોકકુમાર કેશવલાલ શાહ
૨૦૪, કુંદન એપાર્ટમેન્ટ,
સુભાષચોક ગોપીપુરા, સુરત-૨.
ફોન : ૫૧૦૫૧

મુદ્રક : અરૂણકુમાર મગનલાલ મિસ્ત્રી,
ઉષા પ્રિન્ટરી, હરીપુરા, કાંસકીવાડ, સુરત.

મૂલ્ય :
રૂ. ૨૫



વ્યાખ્યાન વાચસ્પતિ સુવિશાળ ગચ્છાધિપતિ પૂજ્ય આચાર્યદેવ
શ્રીમદ્ વિજય રામચન્દ્રસૂરીશ્વરજી મહારાજા

# પ્રકાશકની વાત ...

ન્યાયાચાર્ય, ન્યાયવિશારદ, મહામહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજાના પુણ્ય નામથી જૈનજગતમાં ભાગ્યે જ કોઈ અપરિચિત હશે. પરમાત્મા શ્રી મહાવીરદેવના શાસનમાં અદ્યાપિ પર્યંત થઈ ગયેલા અનેક મહાન જ્યોતિર્ધરોમાં આ મહાપુરુષ પણ અતિ મહત્ત્વનું સ્થાન ધરાવે છે. પૂર્વના શ્રુતકેવલી ભગવંતોની ઝાંખી કરાવે તેવું તેમનું જ્ઞાન હતું. સરસ્વતીનું તેમને વરદાન હતું. તીવ્ર ક્ષયોપશમના બળે, ઘુંટી ઘુંટીને આત્મસાત્ બનાવેલા શ્રી જિનાગમોના ઊંડામાં ઊંડા રહસ્યોને તેઓશ્રીએ બાલભોગ્ય–વિદ્વદ્ભોગ્ય અને અતિવિદ્વદ્ભોગ્ય પ્રાકૃત, સંસ્કૃત તેમજ ગુર્જરગિરામાં નાના–મોટા અનેક ગ્રંથો રૂપે અંકિત કરી એક વિપુલ સાહિત્યની શ્રી જૈનસંઘને ભેટ ધરી છે. શ્રી જૈનસંઘનો એ એક એવો અમૂલ્ય ખજાનો છે કે જેનાથી શ્રી સંઘ આજે પણ ગૌરવ અનુભવે છે. તેઓશ્રીના વચનો સમસ્ત શ્રી જૈનસંઘમાં ટંકશાળી મનાય છે. સમર્થ જૈનેતર વિદ્વાનોને પણ એ મહાપુરુષના ગ્રંથોના રહસ્યને ઉકેલવા અથાગ પરિશ્રમ ઊઠાવવો પડે છે અને ત્યારે એ સમર્થ મહાપુરુષની પ્રકાંડ વિદ્વત્તા પ્રત્યે તેમનાં મસ્તક બહુમાનથી ઝૂકી પડે છે. એ મહાપુરુષનું રચેલું સંપૂર્ણ સાહિત્ય તો આજે ઉપલબ્ધ નથી અને જેટલું ઉપલબ્ધ છે તેટલું સંપૂર્ણ પ્રગટ થઈ ચૂકયુ છે એમ પણ કહી શકાય તેમ નથી. વળી જે પ્રગટ થઈ ગયું છે તે પણ હાલ અપ્રાપ્ય બનતું જાય છે. એવા સંયોગોમાં એ અમૂલ્ય સાહિત્યને

પ્રયત્નપૂર્વક જીવંત રાખવું એ આપણા સૌની પવિત્ર ફરજ બની જાય છે. એ પુણ્ય પુરુષના સ્વર્ગવાસની ત્રિશતાબ્દી સાંપ્રત વર્ષમાં પૂર્ણ થાય છે એ પ્રસંગની પાવન સ્મૃતિમાં તેઓશ્રીની અતિઅર્થગંભીર ભાવવાહી ગુર્જર કૃતિઓના આ સંગ્રહને પુનર્મુદ્રિત કરવાનો ધન્ય અવસર અમને પ્રાપ્ત થયો છે એ અમારૂં પરમ સૌભાગ્ય છે.

સકલાગમરહસ્યવેદી પરમ ગીતાર્થ સ્વ. પૂ. આચાર્યદેવ **શ્રીમદ્ વિજયદાનસૂરીશ્વરજી** મહારાજાના પટ્ટાલંકાર સિદ્ધાંતમહોદધિ કર્મસાહિત્ય સુનિપુણમતિ સચ્ચારિત્રચૂડામણિ સ્વ. પૂ. આચાર્યદેવ **શ્રીમદ્ વિજયપ્રેમસૂરીશ્વરજી** મહારાજાના પટ્ટપ્રદ્યોતક–પંચોતેર વર્ષના સુદીર્ઘ સંયમપર્યાય અને બાવન વર્ષના દીર્ઘ સૂરિપદ પર્યાયના ધારક, બાણું વર્ષની બુઝર્ગ વયે પણ અહર્નિશ શાસનસેવામાં રક્ત પરમ સિદ્ધાંતનિષ્ઠ પરમશાસનપ્રભાવક તપાગચ્છાલંકાર સુવિશાલ–ગચ્છાધિપતિ વ્યાખ્યાન વાચસ્પતિ પૂ. આચાર્યદેવેશ **શ્રીમદ્ વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજા** પોતાના વિશાળ સમુદાય સાથે વિ. સં. ૨૦૪૨ના ચાતુર્માસ અર્થે શેઠ મોતીશા લાલબાગ જૈન ઉપાશ્રયે પધાર્યા. શાસનપ્રભાવનાના અનેકવિધ પ્રસંગોથી ભરપૂર એ ઐતિહાસિક ચાતુર્માસ પૂર્ણ થયું ત્યારે વિ. સં. ૨૦૪૩ના મંગલ સંવત્સરનો પ્રારંભ થઈ ચૂકયો હતો મહાત્માઓના શ્રીમુખેથી જ્યારે અમને જાણવા મળ્યું કે શ્રી જૈનશાસનના મહાન્ જ્યોતિર્ધર મહામહોપાધ્યાય **શ્રીમદ્યશોવિજયજી** મહારાજાના સ્વર્ગવાસનું આ ત્રિશતાબ્દી વર્ષ ચાલી રહ્યું છે ત્યારે અમને એ પૂજ્યોની જ શુભ

પ્રેરણાથી આ મહાન્ પ્રસંગની પુણ્ય સ્મૃતિમાં કોઈક શુભ કાર્ય કરવાનો મનોરથ જાગ્યો અને તેમાંથી જ આ 'શ્રી ગુર્જર જૈન સાહિત્ય સંગ્રહ' નામના ગ્રંથરત્નને પુનર્મુદ્રિત કરીને પ્રકાશિત કરવાની ભાવના જન્મી. પૂ. ગચ્છાધિપતિશ્રીજીના અનુમોદન અને શુભાશીર્વાદ અમને પ્રાપ્ત થયા.

પૂ. ગચ્છાધિપતિશ્રીજીના પટ્ટધર પ્રશાંતમૂર્તિ પૂજ્ય આચાર્યદેવ **શ્રી વિજયમહોદયસૂરીશ્વરજી** મહારાજાની શુભ પ્રેરણાથી, નાના-મોટાં અનેક શુભ કાર્યોમાં પ્રગટ તેમજ ગુપ્તપણે લાભ લઈ રહેલા લીંબોદ્રા નિવાસી શ્રી મંગળદાસ માનચંદભાઈએ પોતાના સંસારી લઘુ બંધુ **પૂ. મુનિરાજશ્રી વિનયચંદ્રવિજયજી** મહારાજ કે-જેઓશ્રી હાલ પરમ પૂ. ગચ્છાધિપતિશ્રીની શુભ નિશ્રામાં પૂ. ગચ્છાધિપતિજીના શિષ્ય-રત્ન પૂ. આચાર્યદેવ **શ્રી વિજયનરરત્નસૂરીશ્વરજી** મ૦ના શિષ્ય તરીકે સુંદર સંયમ જીવનનું પાલન કરી રહ્યા છે-તેમના સંયમ જીવનની અનુમોદનાર્થે, આ ઉત્તમ પ્રકાશનનો સંપૂર્ણ આર્થિક લાભ લેવાની પોતાની શુભ ભાવના પૂ. ગચ્છાધિપતિજી પાસે વ્યક્ત કરતાં પૂજ્યશ્રીજીની સૂચનાથી અમે તેમની તે વાતનો સહર્ષ સ્વીકાર કર્યો. આ રીતે આ પ્રકાશન અંગેનો આર્થિક પ્રશ્ન બહુ સહેલાઈથી ઉકલી ગયો.

આ પુસ્તકનું સંપાદન પૂજ્ય ગચ્છાધિપતિશ્રીજીની આજ્ઞાથી તેઓશ્રીજીના તપસ્વી શિષ્યરત્ન **પૂ મુનિરાજશ્રી ગુણયશવિજયજી** મહારાજના વિદ્વાન શિષ્યરત્ન પૂજ્ય **મુનિરાજશ્રી કીર્તિયશવિજયજી** મહારાજે સારી રીતે કરી આપીને અમારા ઉપર મહાન્ અનુગ્રહ કર્યો છે.

વળી, આ પ્રકાશનની પ્રીન્ટીંગથી માંડીને છેવટ સુધીની તમામ જવાબદારી સુરતનિવાસી પરમ સાધર્મિકબંધુ **શ્રી અશોકભાઈ કે. શાહે** ભારે ઉત્સાહપૂર્વક સંભાળી લઈને અમને અમૂલ્ય સહકાર આપ્યો છે તે બદલ અમે તેમના આભારી છીએ.

પ્રાન્તે આ પુસ્તકમાં પ્રેસદોષ, દૃષ્ટિદોષ કે મતિમંદતાથી જે કાંઈ ત્રુટિઓ રહી જવા પામી હોય તેની ક્ષમા યાચી આ પ્રકાશનમાં પ્રગટ કરાએલાં પૂ. મહામહોપાધ્યાયજીના ગુર્જરગિરાબદ્ધ ભગવદ્‌ભક્તિના રસથાળનું અમીપાન કરી સૌ ભવ્યાત્માઓ ભગવદ્‌ભક્તિમાં એકતાન બની પોતાના આત્માના ભગવત્ સ્વરૂપને પ્રગટાવવા સમર્થ બને એવી શુભેચ્છા વ્યક્ત કરી વિરમીએ છીએ.

શેઠ મોતીશા લાલબાગ જૈન ઉપાશ્રય,
૨૧૨-L, પાંજરાપોળ લેન,
ભૂલેશ્વર, મુંબઈ-૪.
વૈશાખ વદી ૧૧, શનિવાર,
તા. ૨૩-૫-૧૯૮૭.

પ્રકાશક :
જિનશાસન રક્ષા સમિતિ

# સુકૃતના સહભાગીનું સાભાર અનુમોદન

પરમ પૂજ્ય પરમશાસનપ્રભાવક સુવિશાલગચ્છાધિપતિ વ્યાખ્યાનવાચસ્પતિ આચાર્યદેવ શ્રીમદ્ વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજાની તારક નિશ્રામાં જેઓશ્રી હાલ સંયમ જીવનની સુંદર આરાધના કરી રહ્યા છે તે (પોતાના કુળદીપક) પૂ. મુનિરાજ શ્રી વિનયચન્દ્ર વિજયજી મહારાજના સંયમ જીવનની અનુમોદનાર્થે પ્રસ્તુત પ્રકાશનનો સંપૂર્ણ આર્થિક લાભ લેનાર લીંબોદ્રાનિવાસી (હાલ-મુંબઈ) સ્વ. શ્રી માનચંદ દીપચંદ પરિવારના માનવંતા સભ્યો—

સ્વ. શ્રી રતીલાલ માનચંદ
શ્રી મંગળદાસ માનચંદ
શ્રી અમૃતલાલ માનચંદ
શ્રી સેવંતીલાલ માનચંદ
શ્રી ભોગીલાલ માનચંદ
શ્રી સુરેશચંદ્ર માનચંદનો તથા
અ.સૌ. આનંદીબેન મંગળદાસ અને સુપુત્રો
શ્રી રમેશચંદ્ર મંગળદાસ
શ્રી લાલભાઈ મંગળદાસ
તથા શ્રી રાજેન્દ્રકુમાર મંગળદાસનો

આ તકે અમે હાર્દિક આભાર માનીએ છીએ. પૂ. ગચ્છાધિપતિશ્રીજીના પુણ્ય માર્ગદર્શનને ઝીલી પૂ. મહામહોપાધ્યાયશ્રીજીની પુણ્ય સ્મૃતિની આ સુંદર તક ઝડપીને તેઓશ્રી પરમ સુકૃતના સહભાગી બન્યા છે.

ભવિષ્યમાં પણ તેઓ આવાં અનેક સુકૃતનાં કાર્યોમાં પોતાની લક્ષ્મીનો સદ્વ્યય કરી ઉત્તરોત્તર આત્મલક્ષ્મીના સ્વામી બને, એ જ મંગલ કામના.

—પ્રકાશક

# પ્રકાશકના બે બોલ

[ પ્રથમ આવૃત્તિમાંથી ]

લગભગ અઢીસો વર્ષ પૂર્વે, પોતાની જીવનપ્રભાથી શ્રી જૈનશાસનનાં અનુપમ તત્ત્વોનો પ્રકાશ દિગન્ત વ્યાપી બનાવનાર અને અનેક આત્માઓને અજ્ઞાનના અન્ધકારમાંથી પ્રકાશમાં લાવી અનુપમ રીતિએ સ્વપર શ્રેય સાધનાર મહાપુરુષ શ્રી યશોવિજયજી વાચકશેખરની ગૂર્જરગિરામાં ગૂંથાએલી ગૂઢ ભાવવાળી કૃતિઓનો આ સંગ્રહ પ્રસિદ્ધિમાં મૂકાય છે.

ગૂર્જર ગિરામાં ગૂંથાએલી આ પદ્યમય કૃતિઓમાં શ્રી જૈનશાસને ઉપદેશેલાં અનેક સત્યોનો સંક્ષેપમાં સમાવેશ કરવામાં આવ્યો છે. આ કૃતિઓનો અભ્યાસ યોગ્ય અભ્યાસકને શ્રી જૈનશાસનના સારભૂત તત્ત્વોનો પરિચય કરાવનારો નીવડે તેમ છે. ઉપરાન્ત ગ્રન્થકાર મહાપુરુષના જ્ઞાનની પ્રૌઢતા અને પરોપકારશીલતાનો પણ સુંદર પરિચય આ કૃતિઓથી મળી શકે છે

પૂજ્યપાદ વાચકશેખર શ્રી યશોવિજયજી ગણિવર્યની ભાષાકૃતિઓ જુદે જુદે સ્થળે છપાએલી છે: પરન્તુ તેનો એક જ સંગ્રહમાં સમાવેશ થાય તો તેથી વધુ લાભ થાય: એ ઇરાદાથી આ સંગ્રહ પ્રસિદ્ધ કરવાનો પ્રયત્ન થયો છે: આ સંગ્રહમાં શ્રી ઉપાધ્યાયજીની ચાલીસ કૃતિઓ તો એવી આપવામાં આવી છે કે-જે આજ પૂર્વે કોઈ પણ સ્થળે મુદ્રિત થઈ નથી. આ અમુદ્રિત ૪૦ કૃતિઓની એક જુદી નોંધ પણ આપવામાં આવી છે.

આ બધા ઉપરાન્ત પણ પરમોપકારી પૂ. શ્રી ઉપાધ્યાયજી મહારાજાએ ગૂર્જરગિરામાં વધુ કૃતિઓ બનાવેલી હોય, એવો પૂરો સંભવ છે. પરંતુ જુદા જુદા ભંડારો અને વિવિધ સ્થળોએ તપાસ કરતા આથી વધુ કૃતિઓ મળી શકી નથી. પ્રયાસ કરતાં મળી જશે તેને શ્રી દ્રવ્યગુણપર્યાયનો રાસ અને શ્રી જંબૂસ્વામીનો રાસ આદિ કૃતિઓની સાથે હવે પછીના વિભાગમાં દાખલ કરવામાં આવશે.

સ્વપર શ્રેયસ્કર આવા ગ્રન્થોનું પ્રકાશન શુદ્ધ, સંપૂર્ણ અને વધુ ઉપકારક બને તે માટે અનેકોનો સહકાર આવશ્યક છે તેવી જ રીતે આ પ્રકાશનમાં પણ જે મુખ્ય વ્યક્તિઓ તથા સંસ્થાદિનો સહકાર મળી શક્યો છે તેની ટૂંક નોંધ અત્રે પ્રદર્શિત કરાય છે.

**પૂજ્યપાદ આચાર્ય શ્રીમદ્ વિજયમેઘસૂરીશ્વરજી મહારાજા : મુનિ શ્રી જશવિજયજી : મુનિ શ્રી પુણ્યવિજયજી :** તેઓની પાસેથી તથા અમદાવાદ વિદ્યાશાળા અને ડહેલાના ઉપાશ્રયના પ્રાચીન ગ્રન્થભંડારોમાંથી તથા લીંબડી, ઝીંઝુવાડા, પાટણ આદિ સ્થળોના ગ્રન્થભંડારોમાંથી જુની હસ્તલિખિત પ્રતિઓ તથા કેટલીક અપ્રગટ કૃતિઓની મૂળ પ્રતિઓ પ્રાપ્ત થઈ છે, જેનો આ સંગ્રહમાં ઉપયોગ કરવામાં આવ્યો છે.

આ સંગ્રહમાં પૂ. શ્રી ઉપાધ્યાયજી મહારાજાના હસ્તાક્ષરોના જે ફોટાઓ આપવામાં આવ્યા છે, તેની મૂળ નકલો મુનિ શ્રી પુણ્યવિજયજી તરફથી મળી છે.

**પૂ. મુનિ શ્રી ભદ્રંકરવિજયજી :** તેઓએ આ ઉત્તમ

સાહિત્યનો સંચય કર્યો હતો તેમજ આ પ્રકાશનમાં તેઓની જ પ્રેરણા મુખ્ય હતી. તેઓએ પ્રેસકૉપી કરાવી, અમદાવાદ અને અન્ય સ્થળોના ગ્રન્થ ભંડારોની હસ્તલિખિત પ્રતિઓ મંગાવી શુદ્ધિ આદિ માટે ઘણો પરિશ્રમ ઉઠાવ્યો હતો. પ્રુફો પણ તેઓએ શોધ્યાં હતાં અને ગ્રન્થકારનો પરિચય પણ તેઓએ લખેલો છે.

**વકીલ મોહનલાલ દલીચંદ દેસાઈ:** પૂ. શ્રી ઉપાધ્યાયજી મહારાજાની કેટલીક અપ્રકટ કૃતિઓ તેઓ પાસેથી મળી છે. તેઓને મોકલવામાં આવેલી પ્રેસ-કોપીઓ તેમણે શોધી છે અને તેમાં હસ્તલિખિત પ્રતિઓ ઉપરથી પૂર્વે પોતે સંગ્રહ કરેલા તથા નવા પાઠાંતરો આદિ ઉમેર્યા છે. પ્રુફોનું સંશોધન પણ તેમણે પરિશ્રમપૂર્વક કર્યું છે. શ્રી જશવિલાસમાં દરેક વિષયોને જુદા પાડી, દરેક પદની ઉપર વિષયને લગતું મથાળું કરી તેઓએ તેને ક્રમબદ્ધ કરેલ છે. અન્ય કૃતિઓના જુદા જુદા વિષયોને લગતાં મથાળાં પણ તેમણે કર્યા છે. ૭૯ મા પાના ઉપરની તથા અન્ય સ્થળોએ નોંધ તેમણે કરેલી છે. શુદ્ધિ વૃદ્ધિ પત્રક, અનુક્રમણિકા તથા આધારભૂત પ્રતોની નોંધ પણ તેઓએ તૈયાર કરેલી છે.

પ્રાન્તે—સાધનસામગ્રીની પરિમિતતા તથા સંશોધનકાર કે મુદ્રકાદિના દૃષ્ટિદોષાદિ કારણોએ પ્રસ્તુત ગ્રંથમાં પૂજ્યપાદ શ્રી ગ્રન્થકાર મહર્ષિના આશયવિરૂદ્ધ અગર શ્રી જિનમતથી વિપરીતપણે જે કાંઈ લખાયું અગર છપાયુ હોય તે બદલ અંતઃકરણપૂર્વક મિચ્છાદુક્કૃત યાચી ગ્રંથઅધ્યયનમાં દત્તચિત્તે પ્રવૃત્ત થવા વિનવીએ છીએ

# ગ્રંથકાર–પરિચય

આ પુસ્તકરત્નમાં જે મહાપુરુષની કૃતિઓ પ્રગટ કરવામાં આવે છે તે મહાપુરુષ ષડ્દર્શન–શાસ્ત્રવેત્તા, ન્યાયવિશારદ, ન્યાયાચાર્યાદિ-બિરૂદ–ધારક, મહાવૈયાકરણ, તાર્કિક–શિરોમણિ, બુદ્ધયંભોનિધિ, વાચક કુલચંદ્ર મહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી ગણિવર છે.

આ મહાપુરુષ જૈન આલમમાં શ્રી 'ઉપાધ્યાયજી'ની સંજ્ઞાથી અતિ સુપ્રસિદ્ધ છે. પોતાના જીવનકાળમાં સંસ્કૃત, પ્રાકૃત, ગુજરાતી અને હિંદી આદિ ભાષામાં લાખોx શ્લોક-પ્રમાણ ગ્રંથોની રચના કરી, અનેક આત્માઓને પ્રતિબોધ પમાડી, અનેક પરવાદિઓને જીતી, આ મહાપુરુષે શ્રી જૈન-શાસનનો વિજયધ્વજ ફરકાવ્યો છે.

શ્રી જૈનશાસનના પરમપ્રભાવક મહાપુરુષોમાં છેલ્લામાં છેલ્લા પ્રભાવક આ એક જ મહાપુરુષ એવા થયા છે કે–જેમણે પોતાના જ્ઞાનની અલૌકિક સ્ફૂર્તિવડે પૂર્વે થયેલા શ્રુતકેવલિઓનું કલિકાલમાં પણ સ્મરણ કરાવી, સમસ્ત જનતાને આશ્ચર્યમાં ગરકાવ કરી દીધી છે. પૂર્વે થયેલા પ્રભાવક શ્રુતધરોનાં વચનોની

---

x માત્ર ન્યાયના વિષયપર પોતે બે લાખ શ્લોક લખ્યાનો ઉલ્લેખ પોતે લખેલા સુશ્રાવક શા. હંસરાજ ઉપરના પત્રમાંથી મળી આવે છે, તે આ પ્રમાણે છે. 'ન્યાય ગ્રંથ બે લક્ષ કીધા છઇ. તો બૌદ્ધાદિકરી એકાંતયુક્તિ ખંડી સ્યાદ્વાદ પદ્ધતિ માંડી નઈ એ યુક્તિ જૈન ન્યાયાચાર્ય બિરૂદ પરિણત શિષ્ટ લોક કહે તે પ્રમાણે છઈ તે બીછજ્યો.'

જેમ આ મહાપુરુષનાં વચનો, કોઈ પણ શાસ્ત્રીય વિષયના સમાધાનમાં આજે પણ પ્રત્યેક સાધુ કે શ્રાવક પ્રમાણભૂત તરિકે સ્વીકારે છે.

આ મહાપુરુષના જીવનને લગતી કેટલીક પ્રમાણભૂત હકીકતો 'શ્રી સુજસવેલી ભાસ' નામના ગૂર્જર પદ્યાત્મક ગ્રંથમાંથી ઉપલબ્ધ થાય છે. 'શ્રી સુજસવેલિ ભાસ'ના રચનાર મુનિરત્ન શ્રી કાન્તિવિજયજી, તપાગચ્છના પ્રસિદ્ધ આચાર્ય સમર્થ શાસનપ્રભાવક જગદ્ગુરૂ શ્રીમદ્ વિજયહીરસૂરીશ્વરજી મહારાજાના શિષ્ય ઉપાધ્યાય શ્રી કીર્તિવિજયજી મહારાજાના શિષ્યરત્ન હતા : તથા બે લાખ પ્રમાણ શ્લોકના બનાવનાર ઉપાધ્યાય શ્રી વિનયવિજયજી ગણિવરના ગુરૂભ્રાતા હતા. આ મુનિવર શ્રી કાન્તિવિજયજી ગણિવર માટે, ઉક્ત ઉપાધ્યાય શ્રી વિનયવિજયજી ગણિવરે 'શ્રી હૈમલઘુપ્રક્રિયા' નામનું સંસ્કૃત વ્યાકરણ રચ્યાનો ઉલ્લેખ પણ મળી આવે છે.

'ઉપાધ્યાયજી'ની અતિપ્રિય સંજ્ઞાથી પ્રસિદ્ધિને પામેલા શ્રી યશોવિજયજી વાચકનો પરિચય આપતાં 'સુજસવેલિ ભાસ'ના કર્તા જણાવે છે કે-પૂર્વે પ્રભવસ્વામિ આદિ છ શ્રુત કેવલિ થયા, તેવી રીતે કલિકાલમાં આ યશોવિજય વાચક મહાન્ શ્રુતધર હતા : સ્વસમય અને પરસમયમાં અતિનિપુણ હતા : આગમોના અનુપમ જ્ઞાતા હતા : સકલ મુનિશ્વરોમાં શેખર અને કુમતના પ્રખર ઉત્થાપક હતા : તેમણે શ્રી જૈન શાસનના યશની ભારે વૃદ્ધિ કરી હતી : તેમનામાં બીજા સેંકડો અને લાખો ગુણ એવા હતા કે-એમની જોડી

**કોઈથી થઈ શકે તેમ નહોતી : તેઓ 'કૂર્ચાલિ શારદા'નું બિરૂદ ધરાવતા હતા અને બાળપણથી જ પોતાની વચનચાતુરી વડે બૃહસ્પતિને તેમણે જીતી લીધા હતા.'**

આ મહાપુરુષની પૂર્વાવસ્થાનું નામ જસવંતકુમાર હતું. જસવંતકુમારનો જન્મ કન્હોડુ નામના ગામમાં થયો હતો. એ કન્હોડુ ગામ ગૂર્જરદેશના અલંકારતુલ્ય શ્રી અણુહીલપુર પાટણની નજીક શ્રી કુણુગેર ગામ પાસે છે. જશવંતકુમારના પિતાજીનું નામ નારાયણ હતું અને તે એક જૈન વણિક હતા. શ્રી જશવંતકુમારની માતાનું નામ 'સોભાગદે' હતું. શ્રી જૈન-શાસનથી સુસંસ્કારિત માતાપિતાના સુયોગે શ્રી જશવંતકુમારને બાલ્યવયમાં જ જૈનશાસનના સારભૂત વૈરાગ્યની પ્રાપ્તિ થઈ. પોતાના વૈરાગ્યવાસિત થયેલા બાળકને એ સુયોગ્ય માતાપિતાએ સંવત્ ૧૬૮૮ની અણુહીલપુર પાટણ જઈ પંડિત શ્રી નયવિજયજી મહારાજા પાસે દીક્ષા અપાવી. ગુરૂશ્રીએ જશવંતકુમારનું નામ શ્રી યશોવિજયજી રાખ્યુ.

જશવંતકુમારના બીજા પદ્મસિંહ નામના લઘુભાઈ હતા. તેમણે પોતાના તે વડીલ બંધુની સાથે દીક્ષા અંગીકાર કરી હતી. અને તેમનુ નામ શ્રી પદ્મવિજયજી રાખવામાં આવ્યું હતું. એ બન્ને ગુરૂબંધુઓની વડી દીક્ષા તે જ સાલમાં આચાર્ય શ્રીમદ્ વિજયદેવસૂરિજીના વરદ હસ્તે થઈ હતી.

બન્ને ભાઈઓએ સાથે ગુરૂ પાસે શ્રુતાભ્યાસ કર્યો. સંવત્ ૧૬૯૯માં રાજનગરના સંઘ સમક્ષ મુનિવર શ્રી યશોવિજયજીએ અષ્ટ અવધાન કર્યાં. તે વખતે સંઘના એક આગેવાન શાહ

ધનજી સુરાએ ગુરૂદેવ શ્રી નયવિજયજી મહારાજાને વિનંતિ કરી કે-આપના શિષ્ય શ્રી યશોવિજયજી બીજા હેમચંદ્રાચાર્ય થાય તેમ છે, તો કાશી જઈ છયે દર્શનના ગ્રંથોનો તેમને અભ્યાસ કરાવો, તો શ્રી જિનશાસનની મહાન પ્રભાવના થાય.

આ કાર્ય માટે નાણાંનો વ્યય કરવાનું ધનજીશાહે કબૂલ કરવાથી ગુરૂએ કાશી તરફ વિહાર કર્યો. કાશી દેશ એટલે સરસ્વતીનું નિવાસસ્થાન ત્યાં તાર્કિકકુલમાર્તંડ અને ષડ્દર્શનના અખંડજ્ઞાતા એક ભટ્ટાચાર્ય હતા. તેમની પાસે સાતસો શિષ્યો મીમાંસા આદિ શાસ્ત્રોનો અભ્યાસ કરતા હતા. શ્રી યશોવિજયજીના અભ્યાસની ત્યાં ગોઠવણ થઈ. ત્યાં અભ્યાસ કરતા શ્રી યશોવિજયજી ન્યાય, મીમાંસા, બૌદ્ધ, જૈમિની, વૈશેષિક આદિના સિદ્ધાંતો તથા ચિંતામણિ આદિ ન્યાય-ગ્રંથોના પારગામી બની, વાદિઓના સમૂહમાં દુર્દાન્ત વિબુધચૂડામણિ થયા. ત્યાં તેમણે સાંખ્ય અને પ્રભાકર ભટ્ટનાં મહા દુર્ઘટ સૂત્રો અને શ્રી જિનાગમ સાથેના મતાંતરો જાણી લીધા અધ્યાપક પંડિતજીને રોજનો એક રૂપિયો આપવામાં આવતો. એ રીતે ત્યાં ત્રણ વર્ષ સુધી પોતાના ગુરૂદેવની સુરમ્ય છાયામાં મુનિવર શ્રી યશોવિજયજીએ સતત્ અભ્યાસ કર્યો.

દરમ્યાન ત્યાં એક સંન્યાસી મોટા ઠાઠથી આવ્યો. મુનિવર શ્રી યશોવિજયજીએ તેની સાથે સર્વ જન સમક્ષ વાદ કરી જીત મેળવી. એટલે તે નાસી ગયો અને ભવિષ્યના સમર્થ શાસનપ્રભાવક મુનિવર્ય શ્રી યશોવિજયજી મહારાજનો ભારે સત્કાર થયો. ત્યાંના પંડિતોએ 'ન્યાયવિશારદ' એ નામની મોટી પદવી શ્રી યશોવિજયજી મહારાજને અર્પણ કરી.

આ રીતે ત્રણ વર્ષ કાશીમાં રહી તાર્કિક-શિરોમણિ બનેલા શ્રી યશોવિજયજી મહારાજ, પોતાના ગુરૂદેવની સાથે વધુ અભ્યાસ માટે આગ્રામાં આવ્યા. આગ્રાના એક ન્યાયાચાર્ય પાસે પંડિત શ્રી યશોવિજયજીએ આદરપૂર્વક કર્કશ તર્ક, સિદ્ધાન્ત અને પ્રમાણનાં શાસ્ત્રો અવગાહ્યાં ત્યાં પણ તર્ક-શાસ્ત્રનો ચાર વર્ષ સુધી અખંડ અભ્યાસ કર્યો. એ રીતે દુર્દમ્યવાદી બની સ્થળે સ્થળે જીત મેળવતા વિદ્યાવિભૂષિત પંડિત શ્રી યશોવિજયજી મહારાજા અમદાવાદ પધાર્યા.

કાશીથી 'ન્યાય વિશારદ'નું બિરૂદ મેળવી વાદોમાં વિજય મેળવતા ઘણા વર્ષે પધારેલા આ શાસનદીપક પંડિત-વર્યને જોવા અનેક વિદ્વાનો, ભટ્ટો, વાદિઓ, યાચકો, ચારણો આદિ ટોળે મળીને આવવા લાગ્યા. સકલસંઘ સમુદાયથી વીંટાયેલા તેઓ અમદાવાદ નાગપુરી (નાગોરી) સરાહમાં પધાર્યા. તેમની પ્રશંસા ગૂર્જરપતિ (સૂબા) મહોબતખાન પાસે રાજસભામાં થઈ. સૂબાને તેમની વિદ્યા જોવાની હોંશ થતાં, તેના નિમંત્રણથી શ્રી યશોવિજયજી મહારાજે અઢાર અવધાન કરી બતાવ્યાં. ખાને ખૂશ થઈ તેઓશ્રીની બુદ્ધિનાં વખાણ કર્યા અને મોટા આડંબરથી વાજતે ગાજતે તેઓશ્રીને તેઓશ્રીના સ્થાનકે લઈ જવામાં આવ્યા.

ત્યારબાદ પંડિત શ્રી યશોવિજયજીએ અનેક ગ્રંથરત્નોની રચનાઓ આદિ દ્વારા, શ્રી જૈનશાસનની ભારે ઉન્નતિ કરી અને તે સમયમાં તપાગચ્છમાં આ મુનિ અક્ષોભ્ય પંડિત છે, એમ સર્વ ગચ્છના મુનિવરોએ સ્વીકાર્યું. અમદાવાદના સંઘે

ગચ્છનાયક આચાર્ય દેવ શ્રીમદ્ વિજયદેવસૂરિજી મહારાજાને આ અજોડ પંડિત અને અનુપમ શ્રતધર શ્રી યશોવિજયજીને પંચ પરમેષ્ટિના ચોથા શ્રી ઉપાધ્યાયપદે સ્થાપવાની આગ્રહ પૂર્વક વિનંતિ કરી. વિદ્વચ્છિરોમણિ શ્રી યશોવિજયજીએ વીશસ્થાનક ઓળીનો તપ આદર્યો. પરમ સંવેગી એવા તેમણે ગુરૂનિશ્રામાં પોતાના સંયમને પ્રતિદિન ઉજ્જવળ બનાવ્યું. તે વખતે શ્રી જયસોમ આદિ પંડિત મુનિવરોની મંડળીએ તેમનાં પાવનકારી ચરણોની સેવા કરી. વિધિપૂર્વક તપની આરાધના પૂર્ણ થયે ગચ્છાધિપતિ શ્રીમદ્ વિજયદેવસૂરિવરના પટ્ટધર શ્રીમદ્ વિજયપ્રભસૂરિજીએ સંવત્ ૧૭૧૮ માં તેમને વાચક (ઉપાધ્યાય) પદ સમર્પણ કર્યું. ત્યારથી શ્રી જશવિજય વાચક 'સુરગુરૂના અવતાર' તરીકે પ્રસિદ્ધ થયા.

ઉપાધ્યાય શ્રી યશોવિજયજીની સઘળીયે ગ્રંથરચનાઓ એ શ્રી જિનેશ્વરદેવોના આગમો અને આચાર્ય શ્રી સિદ્ધસેન દિવાકર, ભગવાન્ શ્રી હરિભદ્રસૂરિ આદિ સમર્થ શ્રુતધરોના. અતિશય કઠિન ગ્રંથરત્નોમાંથી ઉદ્ધરિત થયેલી છે શ્રી જિનેશ્વરદેવોનું આગમ અને તેને અનુસરતું શાસ્ત્ર નય, નિક્ષેપ, ભંગ, પ્રમાણ આદિથી ભરપૂર હોઈ સાગર જેવું છે અને એથી શ્રી ઉપાધ્યાયજીની વચનરચના સરલ, રસિક અને સુંદર હોવા છતાં પણ, અતિ ગંભીર હોવાથી કોઈ ધીર આત્મા જ તેના પારને પામી શકે છે. એ મહાપુરુષની શાસ્ત્રરચના સમુદ્રસમાન ગંભીર, ચંદ્રિકા જેવી શીતલ તથા ગંગાના તરંગ જેવી ઉજ્જવળ, નિર્મળ અને પવિત્ર હોવાથી ભવ્ય

આત્માઓને પરમ આનંદ આપનારી છે.

અનુપમ ગ્રંથરચનાઓ વડે સુવિહિતશિરોમણિ ભગવાન્ શ્રી હરિભદ્રસૂરીશ્વરજીના લઘુબાંધવની ઉપમાને પામેલા શ્રી યશોવિજયજી વાચક કાલિકાલમાં શ્રુતકેવલિઓનું સ્મરણ કરાવનાર થયા. સંવત્ ૧૭૪૪ માં પાઠકશિરોમણિ શ્રી યશોવિજયજી ડભોઈ નગરીમાં ચાતુર્માસ રહ્યા. ત્યાં અનશનપૂર્વક આયુષ્ય પૂર્ણ કરી સ્વર્ગે સિધાવ્યા. તેમના પવિત્ર દેહના અગ્નિદાહના સ્થળે સમાધિસ્તૂપ કરવામાં આવ્યો. એ તેજોમય સ્તૂપમાંથી તેમના સ્વર્ગવાસના દિવસે ન્યાયની ધ્વનિ પ્રગટે છે એવો પ્રઘોષ છે. સંવત્ ૧૬૮૮ માં દીક્ષા, ૧૭૧૮ માં વાચક પદવી અને ૧૭૪૪ માં સ્વર્ગગમન હોવાથી, આ મહાપુરૂષનો સત્તા-સમય લગભગ સંવત્ ૧૬૮૦ થી ૧૭૪૩ સુધીનો નક્કી થાય છે.

શ્રી મહાવીર પ્રભુની પટ્ટપરંપરાએ ચાલતા આવેલા તપાગચ્છમાં ભારતવર્ષના પ્રખ્યાત બાદશાહ અકબરને પ્રતિબોધ કરનાર સુવિખ્યાત જગદ્ગુરૂ આચાર્ય ભગવાન્ શ્રીમદ્ વિજય-હીરસૂરિવર થયા. તેમના શિષ્ય ઉપાધ્યાય શ્રી કલ્યાણવિજયજી ગણિ, તેમના મુખ્ય શિષ્ય શ્રી લાભવિજયજી ગણિ, તેમના મુખ્ય શિષ્ય શ્રી જિતવિજયજી ગણિ, તેમના ગુરૂભ્રાતા શ્રી નયવિજયજી ગણિ અને તેમના શિષ્ય શ્રી યશોવિજય ગણિ થયા. આ વાત એમના જ શબ્દોમાં ઐન્દ્રસ્તુતિ સ્વોપજ્ઞ-વિવરણ તથા ૩૫૦ ગાથાના સ્તવનના પ્રાન્ત ભાગાદિ સ્થળોએ ઉપલબ્ધ થાય છે.

ઉપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજીની સંસ્કૃત–પ્રાકૃત ગ્રંથ રચનાઓની આદિમાં ऐँ પદ મૂકવામાં આવે છે, ऐँ એ

સરસ્વતીનો મંત્ર છે. ઐઁ પદના જાપપૂર્વક તે મહાપુરૂષે કાશીમાં રહી ગંગા નદીના તટે શ્રી સરસ્વતીદેવીનું આરાધન કર્યું હતું. તે વખતે તેઓશ્રીને સરસ્વતીદેવી પાસેથી તર્કશાસ્ત્ર તથા કાવ્યશાસ્ત્રનો પ્રાસાદ પ્રાપ્ત થયો હતો. એ વાત સ્વરચિત શ્રી જંબૂસ્વામિનો રાસ અને શ્રી મહાવીર સ્તુતિ* આદિનાં પોતે કરેલાં મંગલાચરણો ઉપરથી સિદ્ધ થાય છે.

આ મહાપુરૂષના સમકાલીન ધુરંધર વિદ્વાન્, અનેક ગ્રંથરત્નોના પ્રણેતા મહોપાધ્યાય શ્રી માનવિજયજી ગણિવર સ્વરચિત સ્વોપજ્ઞવૃત્તિસમેત શ્રી ધર્મસંગ્રહ નામના અતિ વિશદ ગ્રંથરત્નની પ્રશસ્તિમાં શ્રી 'ઉપાધ્યાય'જીના ગુણાનુવાદ કરતાં લખે છે કે—

'જે મહાપુરૂષ સત્ય તર્કથી ઉત્પન્ન થયેલી તીક્ષ્ણ

---

* "ऐंकारजापवरमाप्य कवित्ववित्त्व,-
वाञ्छासुरद्रुमुपगंगमभंगरंगम् ।
सूक्तौघकासिकुसुमैस्तव वीर ! शम्भो-
रम्भोजयोश्चरणयोर्वितनोमि पूजाम् ॥ १ ॥"
—श्री[illegible] टीका।

सत्तर्ककर्कशधियाखिलदर्शनेषु
मूर्द्धन्यतामधिगतास्तपगच्छधुर्याः ।
काश्यां विजित्य परयूथिकपर्षदोऽग्र्या
विस्तारितप्रवरजैनमतप्रभावाः ॥ १ ॥
तर्कप्रमाणनयमुख्यविवेचनेन
प्रोद्बोधितादिममुनिश्रुतकेवलित्वाः ।
चक्रुर्यशोविजयवाचकराजिमुख्या
ग्रन्थेऽत्र मय्युपकृतिं परिशोधनाद्यैः ॥ २ ॥"

બુદ્ધિ વડે સમગ્ર દર્શનોમાં અગ્રેસરપણું પામ્યા છે, તપાગચ્છમાં મુખ્ય છે, કાશીમાં અન્ય દર્શનિઓની સભાઓને જીતીને શ્રેષ્ઠ જૈનમતના પ્રભાવને જેમણે વિસ્તાર્યો છે અને જેઓએ તર્ક, પ્રમાણ અને નયાદિકના વિવેચન વડે પ્રાચીન મુનિઓનું શ્રુતકેવલિપણું આ કાળમાં પ્રગટ બતાવી આપ્યું છે, તે શ્રી યશોવિજયોપાધ્યાય વાચક સમૂહમાં મુખ્ય છે.' આ ધર્મસંગ્રહ ગ્રંથ તૈયાર થયા પછી શ્રી માનવિજયજી મહારાજાએ શ્રી 'ઉપાધ્યાયજી' મહારાજની પાસે તેને શોધાવેલ છે.

ઉપાધ્યાયજીએ રચેલા ગ્રંથો પૈકી હાલ થોડા જ ઉપલબ્ધ થાય છે. પોતે રચેલા 'જૈનતર્કભાષા'* ગ્રંથની પ્રશસ્તિમાં તથા પ્રતિમા શતકની પ્રસ્તાવનામાં (૧૦૦) એકસો ન્યાયના ગ્રંથ રચ્યાનું સ્પષ્ટ પ્રતિપાદન છે. એ ઉપરાંત 'રહસ્ય' શબ્દાંકિત ૧૦૮ ગ્રંથો રચવાની હકીકત પોતે 'ભાષા રહસ્ય'× ગ્રંથના પ્રારંભમાં જણાવી છે. બીજા પણ અનેક સંસ્કૃત પ્રાકૃત ગ્રંથો તેઓશ્રીએ રચેલા છે, એ વાત અત્યારે ઉપલબ્ધ

---

* 'पूर्वं न्यायविशारदत्वबिरुदं काश्यां प्रदत्तं बुधैः
न्यायाचार्यपदं ततः कृतशतग्रन्थस्य यस्यार्पितम्।
शिष्यप्रार्थनया नयादिविजयप्राज्ञोत्तमानां शिशुः
तत्त्वं किंचिदिदं यशोविजय इत्याख्याभृदाख्यातवान्॥१॥
– इति जैनतर्कभाषायाम्।

× "ततो भाषाविशुद्ध्यर्थं रहस्यपदाङ्किततया चिकीर्षिताष्टोत्तरशतग्रन्थान्तर्गतप्रमारहस्य-स्याद्वादरहस्यादि सजातीयं प्रकरणमिदमारभ्यते॥"
–इति स्वोपज्ञभाषारहस्यटीकायाम्।

થતા રહસ્ય શબ્દ અને ન્યાય સિવાયના વિષયના અન્ય ગ્રંથો-થી તથા તેમણે સાક્ષી તરીકે ભલામણ કરેલા ગ્રંથોથી પૂરવાર થાય છે. આ રીતે એ અદ્વિતીય ગ્રંથોની રચનાઓ કરી આ મહાપુરૂષે શ્રી જૈનશાસનની ભારે પ્રભાવના કરી છે.

ઉપાધ્યાયજી વ્યાકરણ, કાવ્ય, કોષ, અલંકાર, છંદ, તર્ક, સિદ્ધાન્ત, આગમ, નય, નિક્ષેપ, પ્રમાણ, સપ્તભંગી આદિ સર્વ વિષય સંબંધી ઉચા પ્રકારનું અતિશય સૂક્ષ્મ જ્ઞાન ધરાવતા હતા. એમના પ્રત્યેક ગ્રંથોમાં અપૂર્વ કવિત્વશક્તિ, વચન-ચાતુરી, પદ-લાલિત્ય, અર્થ-ગૌરવ, રસ-પોષણ, અલંકાર-નિરૂપણ, પર-પક્ષ-ખંડન, સ્વ-પક્ષ-મંડન સ્થળે સ્થળે દ્રષ્ટિગોચર થાય છે. એમની તર્કશક્તિ તથા સમાધાન કરવાની શક્તિ અપૂર્વ છે.

પૂર્વાચાર્ય પ્રણીત અનેક ગ્રંથોમાં સૂત્ર-ટીકા વગેરેમાં જુદી પડતી અનેક બાબતોમાં સમાધાન તેઓશ્રીએ બહુ યુક્તિપુરઃસર કર્યાં છે

પોતાના ગ્રંથોમાં તેઓશ્રીએ વ્યવહાર અને નિશ્ચયનું સ્વરૂપ તથા શ્રી જિનેશ્વરદેવની પ્રતિમા તથા પૂજાનું મંડન એવી ઉત્તમ રીતે કર્યું છે કે-તેને મધ્યસ્થ અને જિજ્ઞાસુવૃત્તિએ વાંચનાર અને સમજનાર આત્મા તુરત જ સન્માર્ગમાં સુસ્થિર બની જાય છે.

સૂત્ર, નિર્યુક્તિ, ચૂર્ણિ, ભાષ્ય અને ટીકા સ્વરૂપ પંચાંગી-યુક્ત શ્રી જિનવચનના એક પણ અક્ષરને ઉત્થાપનાર પ્રત્યેક કુમતવાદિની તેઓએ સખ્ત રીતે ખબર લીધી છે. ઢૂંઢકોના ખંડન માટે તથા યતિઓમાં પ્રવેશેલી શિથિલતા દૂર કરવા માટે તેઓએ પોતાના ગ્રંથોમાં ભારે પ્રયત્ન સેવ્યો છે.

વિજયે જયો' જેવા સરળ પણ ગંભીર આશયવાળાં સ્તવનાદિકની રચનાઓ કરે છે, એ તેઓની પરોપકારશીલતાની પરાકાષ્ઠા છે. ગૂર્જર ભાષામાં પણ તેઓશ્રીએ જેમ સરલ ચોવીશીઓ, વીસી અને પદ્યોની રચના કરી છે, તેમ ૧૨૫-૧૫૦-૩૫૦ ગાથા જેવા મોટાં ગંભીર સ્તવનો અને દ્રવ્ય ગુણ પર્યાયના રાસ જેવી દુર્ઘટ રચનાઓ કરી છે. એમની ચિત્ર વિચિત્ર કૃતિઓનો અનુભવ કરનારા વિદ્વાનો એમની અસાધારણ બુદ્ધિમત્તા અને અખંડ શાસ્ત્રાનુસારિતા જોઇને ચિત્તમાં ચમત્કાર પામ્યા સિવાય રહી શકતા નથી.

શ્રી ઉપાધ્યાયજીની કૃતિઓએ તે સમયના વિદ્વાનોને આકર્ષ્યા હતા, એટલું જ નહિ પણ આજ સુધી વિદ્વાનોનું તે તરફ આકર્ષણ એકસરખું છે. તેઓશ્રીનાં વચનો આજે પણ પ્રમાણ તરીકે વિદ્વાનો તરફથી અંગીકાર કરવામાં આવે છે. વધારે આશ્ચર્ય ઉપજાવનારી બીના તો એ છે કે-સંસ્કૃત ગ્રંથોના ભાષાનુવાદો તો ઘણા થયા છે, પરંતુ શ્રી ઉપાધ્યાયજી મહારાજના ગૂર્જર ગ્રંથ 'દ્રવ્ય-ગુણ-પર્યાય રાસ' નો અનુવાદ સંસ્કૃત ભાષામાં થયો છે એ પણ શ્રી ઉપાધ્યાયજીની બહુશ્રુતતાને સૂચવવા સાથે, તે મહાપુરૂષના વચનોની આદેયતા પૂરવાર કરે છે.

ઉપાધ્યાયજીની ભાષા કૃતિઓએ અનેક આત્માઓને બોધિ બીજની પ્રાપ્તિ કરાવી છે, સંખ્યાબંધ આત્માઓનાં સમ્યગ્દર્શન નિર્મળ કરાવ્યાં છે તથા અનેકાનેક અંતઃકરણોને શ્રી જિનશાસનના અવિહડ રંગથી રંગી દીધાં છે.

વર્તમાન સદીના પરમ-પ્રભાવક પાંચાલદેશોદ્ધારક શ્રીમદ્ વિજયાનંદસૂરિ મહારાજાએ કુમતનો ત્યાગ કરી જે મહાપુરૂષનું શરણુ સ્વીકાર કર્યું હતું તે શ્રીમદ્ આત્મારામજી મહારાજાના ગુરૂદેવ, શ્રીમદ્ બુટેરાયજી મહારાજા વગેરે અનેક મહાત્માઓ-ને આ મહાપુરૂષની ભાષા કૃતિઓએ મિથ્યામાર્ગમાંથી ખસેડી-ને સમ્યગ્ માર્ગની શ્રદ્ધા અને અનુસરણુ કરાવ્યું છે, એ વાત પરિચિત આત્માઓને સુવિદિત છે.

શ્રી ઉપાધ્યાયજીની ગૂર્જર કૃતિઓ સંસ્કૃત-પ્રાકૃત ભાષા-ના અનભ્યાસી એવા મનુષ્યોને પણુ જૈનશાસનનો તલસ્પર્શી બોધ કરાવે છે. સમુદ્ર જેવા ગંભીર આગમગ્રંથોનું સારભૂત તત્ત્વ પોતાની ગૂર્જર કૃતિઓમાં ગૂંથી તેઓશ્રીએ પ્રાકૃત જનતા ઉપર અનુપમ ઉપકાર કર્યો છે. કઠિનમાં કઠિન વિષયવાળા સંસ્કૃત પ્રાકૃત ભાષાના પૂર્વ મહિર્ષઓ વિરચિત ગ્રંથોનો સરળમાં સરળ ગૂર્જર પદ્યમય અકૃત્રિમ અનુવાદ કરવાની તેઓશ્રી અપૂર્વ શક્તિ અને કુશળતા ધરાવતા હતા.* તેઓ-શ્રીની પ્રત્યેક કૃતિ સપ્રમાણુ છે. શાસ્ત્રાધાર સિવાયનો એક અક્ષર પણુ નહિ ઉચ્ચારીને, તેઓશ્રીએ પોતાનું ભવભીરૂપણું સાબીત કરી આપ્યું છે. તેમનાં રચેલાં સ્તવનો આદિ એટલાં

---

* 'यत्सर्वविषयकांक्षोद्भवं सुखं प्राप्यते सरागेण।
तदनन्तकोटिगुणितं मुधैव लभते विगतरागः ॥'

—इति श्रीप्रशमरतौ.

*

"સર્વ વિષય કષાય જનિત, જે સુખ લહે સરાગ;
તેહથી કોટિ અનંત ગુણુ મુધા લહે ગતરાગ."

—શ્રી જંબૂરાસ.

સરલ રસિક અને બોધપ્રદ છે કે—આજે પણ આવશ્યક—ચૈત્ય-વંદનાદિમાં તે હોંશપૂર્વક ગવાય છે. તેમની નાનામાં નાની કૃતિમાં પણ તર્ક અને કાવ્યનો પ્રસાદ તરી આવે છે. આવા એક પ્રાસાદિક કવિ, મુક્તિ માર્ગના અનન્ય ઉપાસક, અખંડ સંવેગી, ગુણરત્નરત્નાકર, નિબિડ—મિથ્યાત્વ—ધ્વાંત—દિનમણિ, પ્રખર જિનાજ્ઞા પ્રતિપાલક અને પ્રચારક મહાપુરૂષનું સ્મરણ જૈનોમાં કાયમ રહે એ માટે જેટલા પ્રયત્નો થાય તેટલા કરવા આવશ્યક છે.

આ મહાપુરૂષની સાચી ભક્તિ તેમની કૃતિઓનો પ્રચાર કરવામાં રહેલી છે આ સ્થળે એક વાત યાદ રાખવા જેવી છે કે—આ મહાપુરૂષની કૃતિઓ ગંભીર શ્રી જિનાગમરૂપી સમુદ્રમાંથી ઉદ્ધરિત થયેલી છે, તેથી તેનાં રહસ્યનો પૂરેપૂરો પાર પામવા માટે આગમ શાસ્ત્રોના પારગામી ગીતાર્થ ગુરૂ-ઓના ચરણોની સેવાનો આશ્રય એજ એક પરમ ઉપાય છે. આ મહાપુરૂષની કૃતિઓનો ગુરૂગમ પૂર્વક અભ્યાસ અર્થિ આત્માઓને જૈનશાસનનો તલસ્પર્શી બોધ કરાવે છે તથા સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર રૂપી મોક્ષમાર્ગની આરાધનામાં ઉત્તરોત્તર પ્રગતિ કરાવી આત્મિક અનંત સુખસાગરમાં નિશ્ચિતપણે ઝીલાવે છે.



# સામાન્યક્રમદર્શન

શ્રી યશોવિજય કૃત-

# જૈન ગૂર્જર સાહિત્ય સંગ્રહ

## —: અનુક્રમણિકા :—



## ૧–સ્તવન વિભાગ

## ૩. ચોવીશી–ત્રીજી (ચૌદ બોલની)

## ૪. વિહરમાન-જિનવીશી

## ૫. નવવિધાન — સ્તવનો



## ૬. વિશિષ્ટ–જિન સ્તવનો

## ૨–આધ્યાત્મિક પદ વિભાગ

૮. આધ્યાત્મિક પદો.

## ૩-તત્ત્વગર્ભિત સ્તવન વિભાગ

## ૪–સ્વાધ્યાય (સજ્ઝાય) વિભાગ

### ૧૫. આનંદઘનજીની સ્તુતિરૂપ અષ્ટપદી.

૧૬. શ્રી ગણુધર ભાસ.



૧૭. સાધુવંદના. ઢાલ ૮

રચ્યા સં. ૧૭૨૧ વિજયાદશમી ખંભાત.



૧૮. સમ્યકૃત્વના ૬૭ બોલ સ્વાધ્યાય

## એહવા ગુરુની ગોઠડી,
## થોડી પણ હો સવિ જનમનો સાર:

**सर्ववाञ्छित-मोक्षफलप्रदायक श्री शंखेश्वरपार्श्वनाथाय नमः**

ચરમ તીર્થપતિ શ્રમણ ભગવાન શ્રી મહાવીરદેવના શાસનમાં અદ્યાવધિ થયેલા શાસનસંરક્ષક, પ્રભાવક, મહાપુરૂષો-ની નામાવલીમાં જેઓનું નામ અગ્રિમ હરોળમાં સ્થાપિત થયેલું છે, તેવા મહાપુરૂષ ન્યાયાચાર્ય, ન્યાય-વિશારદ મહા-મહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી ગણિવર કે જેમનું નામ સ્મરણ થતાં જ વિદ્વજ્જનોનાં ઉન્નત મસ્તકો પણ નત બન્યા વિના રહેતા નથી.

એ મહાપુરૂષે શ્રમણ જીવનની શ્રેષ્ઠ સાધના કરવા પૂર્વક વિશિષ્ટ પ્રકારની અધ્યાત્મ સાધના, યોગ સાધના, ભગવદ્ ઉપાસના દ્વારા પોતાના જીવનને પરમ આદર્શભૂત બનાવ્યું હતું.

શાસનની આરાધના દ્વારા શાસનનાં પ્રત્યેક અંગો સાથે સ્વભૂમિકાનુસાર એકાત્મતા સાધીને શાસનરક્ષા માટે પોતાની સમગ્ર શક્તિઓનું શાસનચરણે સમર્પણ કર્યું હતું. એ માટે જે કાંઈ વેઠવું પડે તે બધું જ સહર્ષ વેઠીને પણ જૈનશાસન-ના સર્વોત્કૃષ્ટ સાધનામાર્ગના વહેણને અખંડ વહેતું રાખ્યું છે.

સર્વજ્ઞકથિત સિદ્ધાંતોની રક્ષા માટે જરા પણ શ્રાંત કે કલાંત બન્યા વિના એકલે હાથે ઝઝૂમીને જે જે વિપત્તિઓ આવી તેને સહર્ષ સ્વીકારી લીધી છે. એ રીતે સર્વજ્ઞપ્રણીત

સિદ્ધાંતોની દિવ્ય જ્યોત અખંડ રાખીને એના દિવ્ય પ્રકાશનું મુમુક્ષુ ભવ્યાત્માઓને પ્રદાન કર્યું છે.

સાહિત્યક્ષેત્રે વિવિધ વિષયો ઉપર અધિકારપૂર્ણ મૌલિક, સંગ્રહાત્મક, અનુસરણાત્મક, સંક્ષેપ-વિસ્તારાત્મક મૂળ અને ટીકા ગ્રંથોની રચના કરી જૈનશાસનને વિશિષ્ટ શ્રુતની ભેટ કરી, શ્રુતકેવળીના શ્રુતવૈભવની ઝાંખી કરાવી છે.

જૈનદર્શનના ગ્રંથોની જેમ જૈનેતર ગ્રંથો ઉપર પણ તેઓશ્રીએ કરેલ ટીકા ગ્રંથોની રચના જોતાં તેઓ શ્રીમદ્‌ની બહુશ્રુતતાની પ્રતીતિ થયા વિના રહેતી નથી.

અન્યદર્શનના પદાર્થોનો સ્વદર્શનમાં સમવતાર કરવા દ્વારા તેઓશ્રીએ પોતાની વિશિષ્ટ ગીતાર્થતાનો પરિચય કરાવ્યો છે.

દાર્શનિક ગ્રંથોનું સર્જન કરીને પ્રત્યેક દર્શનના સિદ્ધાંતોની ઊંડાણ પૂર્વક રજુઆત કરી, સ્યાદવાદ શૈલીથી એ માન્યતાનો સાપેક્ષભાવે સ્વીકાર કઈ રીતે થઈ શકે અને એકાંત રૂપ હોવાના કારણે તે તે સિદ્ધાંતો કેટલા ખોટા, અધૂરા અને દુષિત છે, એ અંગે ઘણી જ વિશદતાપૂર્વક તર્કબદ્ધ રજુઆત કરીને જૈન દર્શનના સિદ્ધાંતોની સર્વોપરિતા સિદ્ધ કરી બતાવી છે, જે અદ્યાવધિ અબાધિત રહી છે. એ જોતાં પ્રત્યેક નાનાં મોટાં દરેક પાસાંઓનું કેવું અદ્‌ભૂત તલસ્પર્શી જ્ઞાન તેઓ ધરાવતા હતા તે કોઈ પણ નિષ્પક્ષ વિદ્વાનને જણાયા વિના ન રહે તેવું છે. જૈન દર્શનમાંથી નીકળેલા કુમતો અને એકાંત આગ્રહમાંથી જન્મેલા કુવાદોનું જૈનશાસ્ત્ર-નાં પ્રમાણો આપીને તેના યથાર્થ અર્થઘટન દ્વારા નિરસન

કર્યું અને સર્વજ્ઞપ્રણીત સ્યાદ્વાદનું સુંદર શૈલીથી પ્રતિપાદન કરીને એવા અભેદ્ય કિલ્લાની રચના કરી, કે જૈન દર્શનમાં ક્યાંય એકાંત કે અનેકાંતાભાસના પ્રવેશમેં અવકાશ જ ન રહે.

જૈન ન્યાય, પ્રમાણ, નય, નિક્ષેપ, સપ્તભંગી, સપ્તનય, અનેકાંત, પાંચ જ્ઞાન, પંચાસ્તિકાય, ષડ્દ્રવ્ય, નવતત્વ, વગેરે જૈન દર્શનના દાર્શનિક–તાત્વિક વિષયોનું ન્યાય શૈલીથી વર્ણન કરીને બુદ્ધિજીવી વર્ગની બુદ્ધિને પરિપૂર્ણ સાત્વિક ખોરાક મળે એવી વ્યવસ્થા કરી છે. આ સાહિત્યનો મધ્યસ્થભાવે અભ્યાસ કરનાર કોઈ પણ વિદ્વાન જૈનદર્શનનો ઉપાસક, છેવટે પ્રશંસક તો બન્યા વિના ન જ રહે એવી એની ખૂબી છે. જેની પ્રતીતિ સ્યાદ્વાદકલ્પલતાટીકા, ન્યાયખંડખાદ્ય, અષ્ટ-સહસ્રી, તર્કભાષા, નયપ્રદીપ, નયરહસ્ય, નયોપદેશ, ન્યાયાં-લોક, અનેકાંત વ્યવસ્થા, આત્મખ્યાતિ–પ્રમેયમાલા, સ્યાદ્વાદ-રહસ્ય, જ્ઞાનબિંદુ, જ્ઞાનાર્ણવ, પ્રતિમાશતક, વાદમાલા, ઉત્પાદાદિ સિદ્ધિ, તત્વાર્થસૂત્ર [પ્રથમાધ્યાય] ટીકા, વિષયતાવાદ, અધ્યા-ત્મમતપરીક્ષા, આધ્યાત્મિકમતપરીક્ષા, ધર્મપરીક્ષા, દેવધર્મ-પરીક્ષા, આરાધક વિરાધક–ચતુર્ભંગી, કૂપદૃષ્ટાંતવિશદીકરણ, અસ્પૃશદ્ગતિવાદ વગેરે ઉપલબ્ધ ગ્રંથો જોતાં થયા વિના રહેતી નથી.

યોગ અને અધ્યાત્મના વિષયમાં સૂરિ પુરંદરશ્રી હરિ-ભદ્રસૂરિમહારાજના ગ્રંથો, આગમિક ગ્રંથો, અન્ય દર્શનોના યોગ ગ્રંથો, ઉપનિષદો તેમ જ સ્વાનુભૂતિના આધારે તેઓ-શ્રીએ જે રચના કરી છે, તે જોતાં યોગ અને અધ્યાત્મવિષયક

તેઓશ્રીમદ્‌ના તલસ્પર્શી જ્ઞાન અને પરિણતિનો પરિચય થયા વિના રહેતો નથી.

જ્ઞાનસાર, અધ્યાત્મસાર, અધ્યાત્મોપનિષદ્‌, યોગવિંશિકા-ટીકા, પાતંજલયોગદર્શનટીકા, ષોડશકપ્રકરણટીકા, દ્વાત્રિંશદ્‌-દ્વાત્રિંશિકાની કેટલીક દ્વાત્રિંશિકાઓ, ઉપદેશરહસ્ય, યોગદૃષ્ટિની સજ્ઝાય તેમ જ આધ્યાત્મિક પદો તેઓશ્રીમદ્‌ની યોગ–અધ્યાત્મવિષયકપરિણતજ્ઞાનની પ્રતીતિ કરાવે છે.

જૈનદર્શનના આચારમાર્ગ ક્રિયામાર્ગમાં રહેલી ખૂબીઓને પ્રગટ કરીને પ્રત્યેક ક્રિયાઓમાં રહેલ આત્મ વિકાશક શક્તિઓનું યથાર્થ જ્ઞાન કરાવ્યુ છે. જૈનદર્શનનો ક્રિયામાર્ગ સર્વજ્ઞકથિત હોઈ, તેમાં કેવી અપૂર્વ, સ્વરૂપ–હેતુ–અનુબંધ શુદ્ધિ છે અને એ જ કારણે એ કેટલો સુબદ્ધ અને તર્કસંગત છે, તે વસ્તુનું સુંદર દર્શન કરાવ્યુ છે. આ હકીકત સામાચારી-પ્રકરણ, યોગવિંશિકાટીકા, દ્વાત્રિંશદ્‌દ્વાત્રિંશિકા પૈકીની કેટલીક દ્વાત્રિંશિકાઓ, ષોડશક પ્રકરણ પૈકીનાં કેટલાંક ષોડશકોની ટીકા ઉપદેશરહસ્ય, માર્ગપરિશુદ્ધિ, યતિલક્ષણસમુચ્ચય, નિશાભૂક્તિ પ્રકરણ, પ્રતિમાશતક, કૂપદૃષ્ટાંત વિશદીકરણ, પ્રતિક્રમણ હેતુ-ગર્ભસજ્ઝાય વગેરે ગ્રંથો જોવાથી સ્પષ્ટ થાય તેવી છે.

કર્મસાહિત્યના વિષયમાં તેઓશ્રીનું જ્ઞાન કેટલું ઊંડું હતું તેની પ્રતીતિ તેઓ શ્રીમદે રચેલ કમ્મપયડીની ટીકા તેમજ અન્ય ગ્રંથોમાં પણ કર્મસિદ્ધાંત વિષયક કરેલી પ્રાસંગિક ચર્ચાઓ ઉપર દૃષ્ટિપાત કરવાથી સહજરૂપે થાય તેમ છે.

મમ્મટકૃતકાવ્યપ્રકાશ ઉપર તેઓ શ્રીમદે રચેલી ટીકા, આર્ષભીયચરિત્ર, વૈરાગ્યરતિ, વૈરાગ્યકલ્પલત્તા, વિજયોલ્લાસકાવ્ય,

પરમજ્યોતિઃપંચવિંશિકા, પરમાત્મપંચવિંશિકા, ઐન્દ્રસ્તુતિ-ચતુર્વિંશિકા વગેરે ગ્રંથોની રચના દ્વારા તેઓશ્રીએ સાહિત્યના વિષયમાં પણ અગ્રિમતાને પ્રાપ્ત કરી છે.

ગુરુતત્ત્વવિનિશ્ચય, યતિલક્ષણસમુચ્ચ ગ્રંથ દ્વારા તેમજ ધર્મપરીક્ષા, ઉપદેશરહસ્ય, દ્વાત્રિંશદ્દ્વાત્રિંશિકા વગેરે ગ્રંથો દ્વારા ગુરુતત્ત્વ અને ધર્મતત્ત્વની શુદ્ધિ ઉપર સુંદર પ્રકાશ પાથર્યો છે.

પૂ. આ. શ્રી હરિભદ્રસૂરિમહારાજના પંચવસ્તુ, ઉપદેશ-પદ, યોગદૃષ્ટિસમુચ્ચય જેવા વિશાળ ગ્રંથના સંક્ષેપરૂપે અનુક્રમે માર્ગપરિશુદ્ધિ, ઉપદેશરહસ્ય યોગવિષયક બત્રીસીઓ જેવા ગ્રંથો બનાવીને સ્વલ્પ કદમાં ઘણું કહી દેવાની શક્તિને પરિચય કરાવ્યો છે. તે જ રીતે યતિલક્ષણસમુચ્ચય, યોગવિંશિકા-ટીકા, સ્યાદ્વાદરહસ્ય, સ્યાદ્વાદકલ્પલત્તાટીકા, કૂપદૃષ્ટાંત વિશદી-કરણ, સામાચારીપ્રકરણ વગેરે ગ્રંથો જોતાં સંક્ષેપને વિસ્તાર કરવાની અદ્‌ભુત શક્તિને પણ પરિચય મળે છે.

આ સિવાય પણ નયરહસ્ય, ઉપદેશરહસ્ય વગેરે ગ્રંથોની જેમ રહસ્યપદાંકિત ૧૦૮ ગ્રંથો અને ન્યાયના ૧૦૦ ગ્રંથોની તેઓ શ્રીમદે રચના કર્યાનાં પ્રમાણો જોવા મળે છે.

દ્વાદસારનયચક્રનું સંશોધન કરી તેઓ શ્રીમદે સંશોધન ક્ષેત્રે પણ પોતાનું આગવું યોગદાન કર્યું છે. તે જ રીતે અન્યરચિત ધર્મસંગ્રહ જેવા ગ્રંથને શોધી આપીને તેના ઉપર વિશેષ ટીપ્પણીઓ કરવા દ્વારા સુંદર સંપાદનનું કાર્ય પણ તેઓશ્રીમદે કર્યું છે.

આ રીતે આગમિક, પ્રાકરણિક, દાર્શનિક, સાહિત્યિક,

યૌગિક વગેરે વિવિધ વિષયો ઉપર સંસ્કૃત પ્રાકૃત ભાષામાં ગદ્ય, પદ્ય, શૈલીમાં મૂળ કે ટીકા કે નિબંધરૂપે સંક્ષેપ કે વિસ્તારશૈલીથી વિદ્વદ્ભોગ્ય અનેક ગ્રંથોની રચના કરી જે રીતે તેઓશ્રીમદ્દે વિદ્વજ્જનોની ઉપર ઉપકાર કર્યો છે તે રીતે સંસ્કૃત, પ્રાકૃત ભાષાથી અપરિચિત એવા તત્ત્વજિજ્ઞાસુ અલ્પજ્ઞજનો ઉપર ઉપકાર કરવામાં તેઓ શ્રીમદ્દે જરાય ખામી રાખી નથી. જે વસ્તુની પ્રતીતિ તેઓશ્રીમદ્દનું ગુજરાતી સાહિત્ય જોવાથી થયા વિના રહેતી નથી.

દ્રવ્યગુણપર્યાયના રાસની રચના દ્વારા તેઓ શ્રીમદ્દે ગૂર્જર-ભાષામાં દાર્શનિક પદાર્થોની છણાવટ કરીને ગુજરાતી ભાષાના ગૌરવને ખૂબ જ વધારી દીધું છે. રચના એવી અદ્ભુત બની કે વિદ્વાનોને એનો સંસ્કૃતમાં અનુવાદ કરવાની જરૂર લાગી. દ્રવ્યાનુયોગતર્કણા એ દ્રવ્યગુણપર્યાયના રાસની મહત્તાને સ્થાપિત કરતો સંસ્કૃત ગ્રંથ છે.

યોગદૃષ્ટિની સજ્ઝાય, સમતાશતક, સમાધિશતક તેમજ આધ્યાત્મિક પદોની રચના દ્વારા ગુજરાતી જગતને યૌગિક-આધ્યાત્મિક સાહિત્ય ભેટ આપીને મહાન ઉપકાર કર્યો છે. જંબૂસ્વામીનો રાસ સમુદ્ર–વહાણ સંવાદ જેવી કૃતિઓ રચીને તેમજ મહોપાધ્યાય શ્રી વિનયવિજયજી ગણિવરના અપૂર્ણ રહેલા રાસને પૂર્ણ કરીને ગુજરાતી ભાષાને પરમ આસ્વાદ્ય બનાવી છે.

પ્રતિમાશતક, જ્ઞાનબિંદુ વગેરે ગ્રંથોની ટીકામાં કોઈ એક શ્લોકની ટીકામાં આખાને આખા અન્ય ગ્રંથનું ઉદ્ધરણ કરી એની સંક્ષિપ્ત ટીકા પણ ત્યાં રચી દેવાની તથા સ્યાદ્વાદ-કલ્પલતા, ઉપદેશરહસ્ય, દ્વાત્રિંશદ્દ્વાત્રિંશિકા વગેરે ગ્રંથોની

ટીકામાં અન્ય ગ્રંથોના શ્લોકો સૂત્રોને સાક્ષીરૂપે ટાંકી પ્રાસંગિક ટીકા રચવાની શૈલી જોતાં પૂ. આ. શ્રી હરિભદ્રસૂરિમહારાજે આવશ્યક નિર્યુક્તિની ટીકામાં કાર્યોત્સર્ગ અધ્યયનમાં કરેલ ધ્યાન-શતકના સમાવેશની તથા પંચવસ્તુમાં કરેલ સ્તવપરીજ્ઞા અધ્યયનના સમાવેશની યાદી આપી જાય છે. આ રીતે જોતાં તેઓ શ્રીમદે ઘણા ઘણા વિષયોમાં ઘણી ઘણી રીતે પૂ. આ. શ્રી હરિભદ્રસૂરિમહારાજાનું અનુસરણ કરીને 'લઘુ હરિભદ્ર' ના નામને સાર્થક કર્યું છે.

આવી પરાકાષ્ટાપ્રાપ્ત વિદ્વત્તાને વરેલા પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજનું હૃદય કેવું ભગવદ્-ભક્તિથી ભરેલું હતું, તેની પ્રતીતિ તેમણે રચેલાં સ્તવનો કરાવી જાય છે.

આવા તર્કવાદી હોવા સાથે સાથ તેઓ પરમ શ્રદ્ધામાંથી પ્રગટેલ ભક્તિથી વિભોર હોય તે સ્થિતિનું દર્શન જ શ્રદ્ધાના સિંચનથી હૃદયને ખૂબ જ ભીનું ભીનું બનાવે તેવું છે.

જગતના બુદ્ધિમાનોને હંફાવનારો ધુરંધર બુદ્ધિમાન બાળક જેવો બનીને ભગવાન પાસે કાકલુદી કરતો હોય.

કાલી કાલી ભાષામાં પોતાના ભક્તિભાવને રજુ કરીને ભગવાનના ચરણોમાં બાળભાવે નમતો હોય અને પોતાની આરજૂ વ્યક્ત કરતો હોય.

એક પ્રિયતમા પોતાના પ્રીતમને મનાવવા જેમ નવી નવી રીત અજમાવે અને વિવિધ રીતે પોતાની વીતકકથા, વિરહની લાગણી દર્શાવી પ્રીતમને રીઝવવા યત્ન કરે એવી રીતે પરમાત્મતત્વ સ્વરૂપ પ્રીતમ સમક્ષ પ્રિયતમાના સ્વરૂપે વિનવતો હોય.

સમર્થ વાદીઓને ય ધ્રુજાવી દેનાર, ભયગ્રસ્ત નજરે પ્રભુ સમક્ષ રાતો હોય અને પ્રભુ મળ્યાથી નિર્ભયતાને અનુભવતો હોય, તો કોકવાર અધ્યાત્માનુભૂતિની મસ્તીથી મસ્ત બનીને પરમાનંદ લૂંટતો હોય. આ દશ્ય જ કેવું અદ્દભુત હોય ? આ બધા જ ભાવો ગૂર્જર ભાષામાં રજૂ કરી જે સ્તવનોની રચના કરી છે, તે રચનાઓ ભક્ત હૃદયને સાધનાકાળમાં ઉદ્દભવતા વિવિધ ભાવો રજૂ કરવામાં સબળ સધિયારો પૂરો પાડે છે.

વીસી, ચોવીસી, સ્તવન, સજ્ઝાય, આધ્યાત્મિક પદો, ભાસ, હરિયાળી, સંવાદ, શતક, ગીતા, અષ્ટપદી, રાસ, ફાગ, ચોપાઈ વગેરે ગુજરાતી રચનાઓ દ્વારા, પ્રભુ–સ્તવનાથી પ્રારંભીને જૈન દર્શનના પ્રત્યેક પદાર્થોનુ નિરૂપણ કરીને સંસ્કૃત–પ્રાકૃતના અનભિજ્ઞ તત્વજિજ્ઞાસુ વર્ગ ઉપર મહાન ઉપકાર કર્યો છે. આ રચનાઓમા પ્રીતિ, ભક્તિ, વચન, અસંગ અનુષ્ઠાનોના ભાવો સુંદર રીતે નિરૂપાયા છે.

ભગવાનના ગુણો, પોતાના અવગુણો, આત્મનિંદા, ભગવદ્દ-સમર્પણ, આત્માનુભૂતિ, આધ્યાત્મભાવની ખુમારી, ભગવાનનું સ્વરૂપ, અંતિમ ભવો કલ્યાણકાદિનાં સ્થળો, માતા, પિતા, લંછન, શાસન યક્ષ–યક્ષિણી વગેરેની માહિતી, આધ્યાત્મિક ભાવો, જ્ઞાનનય, ક્રિયાનય, નિશ્ચયનય, વ્યવહારનય, ઉત્સર્ગ, અપવાદ, સૈદ્ધાંતિક ચર્ચા, અઢાર પાપસ્થાનકનું સ્વરૂપ, એના વિપાકો સમ્યગ્દર્શનના ૬૭ બોલનું સ્વરૂપ, આઠ દૃષ્ટિનું સ્વરૂપ, ૧૫૦ કલ્યાણકો, અગ્યાર ગણધરો, પ્રતિક્રમણની વિધિનો સૂત્રક્રમ વગેરેનાં કારણો સ્થાનકવાસી, દિગંબર વગેરે

સાથેના તાત્વિક મતભેદો એમના મિથ્યા–સિદ્ધાંતોની સમાલોચના, ઉન્માર્ગ પ્રવર્તકોની કઠોર આલોચના, સુગુરુ–કુગુરુનું સ્વરૂપ, સમતા–સમાધિભાવમાં સ્થિર રહેવા માટેની સામગ્રી, અંતિમ સમાધિ માટેની સાધના, પાંચપરમેષ્ઠિનું સ્વરૂપ, સમ્યક્ત્વના છ સ્થાનો, સંયમ શ્રેણી વગેરે વિષયોના નિરૂપણ દ્વારા ગુજરાતી સાહિત્યને ખૂબ જ સમૃદ્ધ બનાવી એની ગરિમાને ગરિષ્ઠ બનાવી છે.

આવા સમૃદ્ધ ગૂર્જર સાહિત્યને ખૂબ જ પરિશ્રમપૂર્વક સંગ્રહિત કરી તેને વર્ષો પૂર્વે 'ગૂર્જર સાહિત્ય સંગ્રહ ભા. ૧–૨'માં પ્રકાશિત કરવામાં આવ્યુ હતું.

આ રીતે વિવિધ પ્રકારે તેઓ શ્રીમદે શ્રી જૈન સંઘ ઉપર કરેલો ઉપકાર વર્ણનાતીત છે, જે ઉપકારોનું સ્મરણ થતાં જ હૈયું ગદ્ગદિત થઈ જાય છે.

તેઓ શ્રીમદ્‌ના સ્વર્ગવાસને આ વર્ષે ૩૦૦ વર્ષ પરિપૂર્ણ થાય છે. જૈન સંઘ ઉપર આવો મહાન ઉપકાર કરનાર મહર્ષિના સાંગોપાંગ જીવન પ્રસંગોની કે એમના જન્મ સ્વર્ગવાસના દિવસની નોંધ મેળવવા પણ આપણે ભાગ્યશાળી બની શક્યા નથી, એ ખેદની વાત છે. આવા સમર્થ સાહિત્યસર્જક મહાપુરૂષે પોતાના જીવન ઉપર પ્રકાશ પાડે એવું કંઈ લખ્યું નથી. એ એમની અંતર્મુખતાની પ્રતીતિ કરાવે છે. અને તે કાળના અન્ય સાહિત્યસર્જકે પણ એની નોંધ ન લીધી એ પણ દર્શાવે છે કે તેઓશ્રીએ કેવા કપરા સંજોગોમાં અને કેવા કેવા લોકોનો વિરોધ વેઠીને માર્ગરક્ષા કરી હશે અને એ માર્ગ–રક્ષાના ફળરૂપે એમને અને એમના રચેલા

સાહિત્યને પણ કેવા કેવા લોકોની અપ્રીતિના ભોગ પણ બનવું પડયુ હશે. લગભગ તેઓ શ્રીમદ્ના સમકાલીન પૂ. કાંતિવિજયજી મહારાજે રચેલ "સુજસવેલી ભાસ" જો આજે ન મળ્યો હોત તો થોડી પણ જે એમના જીવનની માહિતી મળે છે, તે પણ આજે આપણને મળત કે કેમ તે સવાલ છે.

સમગ્ર જૈન સંઘ ઉપર મહાન ઉપકાર કરનાર આ મહર્ષિના ગ્રંથોના અધ્યયન દ્વારા મારા અંગત જીવનમાં પણ જે મહાન ઉપકાર થયો છે, તેને હું શબ્દો દ્વારા વાચા આપી શકું તેમ નથી.

ભલે તેઓ નશ્વર દેહે મને નથી મળ્યાં પણ અક્ષર દેહે જરૂર મળ્યા છે.

ભલે તેઓ પ્રત્યક્ષરૂપે મારા ગુરુદેવ નથી પણ પરોક્ષરૂપે તો તે મારા આત્મોદ્ધારક, પથદર્શક ગુરુદેવ છે જ.

ભલે એમના નશ્વરદેહની ઉપાસના હું ન કરી શકયો પણ અક્ષરદેહની ઉપાસનાની યત્કિંચિત જે તક મને મળી છે તે દ્વારા હું મારી જાતને ધન્ય માનું છું. ઉપાસના કેટલી અને કેવી કરી શકયો એ મારી પાત્રતા અને પુરૂષાર્થને આધીન છે. પણ જે મને તક મળી છે, તે મારા ભાગ્યની નિશાની છે. એમ હું જરૂર માનું છું.

માટે જ જ્યારે પરમશાસનપ્રભાવક, અનેકાન્તાંભાસંતિમિરતરણિ, સંઘસ્થવિર, સુવિશાલગચ્છાધિપતિ, વ્યાખ્યાનવાચસ્પતિ, પરમગુરૂદેવ આચાર્યદેવ શ્રીમદ્ વિજયરામચન્દ્રસૂરીશ્વર મહારાજાએ મને ગૂર્જર સાહિત્ય સંગ્રહ ભાગ-૧ ના પુનર્મુદ્રણ

માટે સંપાદનનું કાર્ય કરવા આજ્ઞા કરી અને તેઓ શ્રીમદ્‌ના આજીવન અંતેવાસી પૂજ્યપાદ પ્રશાંતમૂર્તિ આચાર્યદેવ શ્રીમદ્ વિજયમહોદયસૂરીશ્વરજી મહારાજે મને એ માટે પ્રેરણા કરવા દ્વારા તેઓશ્રીમદ્‌ના અક્ષરદેહની ઉપાસના કરવાની તક આપી, ત્યારે મેં અંતઃકરણપૂર્વક ખૂબ જ ધન્યતા અનુભવી છે.

ગૂર્જર સાહિત્ય સંગ્રહના બીજા ભાગમાં જંબૂસ્વામીનો રાસ, અને દ્રવ્યગુણપર્યાયનો રાસ ટબા સાથે છપાયેલો છે. તેમજ તેઓશ્રીએ પૂર્ણ કરેલ શ્રીપાળ રાસ સિવાયની લગભગ ઉપલબ્ધ થયેલી ગુજરાતી તમામ કૃતિઓ આ પહેલા ભાગમાં સમાવી લીધી છે. પહેલા ભાગની પહેલી આવૃત્તિમાં આપેલ શુદ્ધિવૃદ્ધિપત્રકના આધારે શુદ્ધિવૃદ્ધિ કરવા સિવાય બીજો કોઈ ફેરફાર નવી આવૃત્તિમાં કર્યો નથી. પહેલી આવૃત્તિમાં પેજ ૭૪, ૭૫ ઉપર છપાયેલ સ્તવનની પહેલી અડધી ગાથા બીજી આવૃત્તિ છપાયા બાદ 'શાંતિ સૌરભ' ત્રિશતાબ્દિ વિશેષાંક પેજ ૭૧ ઉપર જોવા મળી, આથી તેનો શુદ્ધિપત્રકમાં ઉમેરો કર્યો છે

અન્તે ગૂર્જર સાહિત્ય સંગ્રહ ભા. ૧ ના છપાયેલ ફરમાનું શુદ્ધિદર્શન તૈયાર કરી આપવા બદલ પરમ તપસ્વી પૂજ્ય મુનિરાજ શ્રી નરચન્દ્રવિજયજી મહારાજ તથા મારા આત્મિક ઉત્થાનની પ્રત્યેક પ્રવૃત્તિમાં વાત્સલ્યભાવે સદાયે આશીર્વાદ આપી મારા ઉત્સાહની અભિવૃદ્ધિ કરનાર મારા ગુરુદેવ આજીવન ગુરુચરણસેવી, વર્ધમાન તપોનિધિ પૂજ્ય મુનિરાજ શ્રી ગુણયશવિજયજી મહારાજના ઉપકારોનું આ ક્ષણે સ્મરણ કરી વંદના કરું છું.

પ્રાંતે જિન શાસન રક્ષા સમિતિ લાલબાગ દ્વારા યશોદય પ્રકાશનના ઉપક્રમે પ્રકાશિત થતા ગૂર્જર સાહિત્ય સંગ્રહમાં પ્રકાશિત થયેલ આવા અણમોલ સાહિત્યની ઉપાસના દ્વારા દેવ-તત્ત્વ, ગુરૂતત્ત્વ અને ધર્મતત્ત્વની તાત્ત્વિક ઉપાસના દ્વારા આપણા સૌનો આત્મા પરમાત્મતત્ત્વનો સાક્ષાત્કાર કરનાર બને એ જ એકની એક સદા માટેની શુભાભિલાષા.

૨૦૪૩, વૈ. વ ૧૩, સોમવાર
શ્રીપાલનગર જૈન ઉપાશ્રય,
વાલકેશ્વર, મુંબઈ-૬.

વર્ધમાન તપોનિધિ પૂજ્ય મુનિરાજ
**શ્રી ગુણયશવિજયજી**
મહારાજનો વિનેય
—મુનિ કીર્તિયશવિજય

ॐ

ન્યાયાચાર્ય ન્યાયવિશારદ મહામહોપાધ્યાય—

શ્રીમદ્ યશોવિજયજી ગણિવર વિરચિત—

# ગૂર્જર સાહિત્ય સંગ્રહ-૧



## ૧—સ્તવન—વિભાગ



# ચોવીશી-પહેલી

## શ્રી ઋષભદેવ જિન સ્તવન

—(*)—

[ મહાવિદેહ ક્ષેત્ર સોહામણું—એ દેશી ]

જગજીવન જગવાલહો, મરૂદેવીનો નંદ લાલરે;
મુખ દીઠે સુખ ઉપજે, દરિશણ અતિહી આણંદ. લા૦ જ૦ ૧

આંખડી અંબુજ પાંખડી, અષ્ટમીશશિસમ ભાલ; લા૦
વદન તે શારદ ચંદલો, વાણી અતિહિ રસાળ. લા૦ જ૦ ૨

લક્ષણ અંગે વિરાજતાં, અડહિયસહસ ઉદાર; લા૦
રેખા કર ચરણાદિકે, અભ્યંતર નહિ પાર લા૦ જ૦ ૩

ઇંદ્ર ચંદ્ર રવિ ગિરિ તણા, ગુણ લેઈ ઘડીયું અંગ; લા૦
ભાગ્ય કિહાં થકી આવીયું, અચરિજ એહ ઉત્તંગ. લા૦ જ૦ ૪

ગુણ સઘળા અંગી કર્યા, દૂર કર્યા સવિ દોષ; લા૦
વાચક જશવિજયે થુણ્યો, દેજો સુખનો પોષ. લા૦ જ૦ ૫

## શ્રી અજિતનાથ જિન-સ્તવન

—(૪)—

[ નિંદરડી વેરણ હોઈ રહી—એ દેશી ]

અજિતજિણંદશ્યું પ્રીતડી, મુજ ન ગમે હો બીજાનો સંગ કે;
માલતી ફૂલે મોહીયો, કિમ બેસે હો બાવળતરૂ ભૃંગ કે. અ० ૧
ગંગાજળમાં જે રમ્યા, કિમ છિલ્લર હો રતિ પામે મરાળ કે;
સરોવરજળ જલધર વિના, નવિ ચાહે હો જગ ચાતકબાળ કે.
અ० ૨
કોકિલ કલકૂજિત કરે, પામી મંજરી હો પંજરી સહકાર કે;
ઓછાં તરૂઅર નવિ ગમે ગિરૂઆશું હો હોયે ગુણનો પ્યાર કે.
અ० ૩
કમલિની દિનકર કર ગ્રહે, વલી કુમુદિની હો ધરે ચંદશું પ્રીત કે;
ગૌરી ગિરીશ ગિરિધર વિના, નવિ ચાહે હે કમળા નિજ ચિત્ત કે.
અ० ૪
તિમ પ્રભુશ્યું મુજ મન રમ્યું, બીજાશું હો નવિ આવે દાય કે;
શ્રીનયવિજય સુગુરૂતણો, વાચક જશ હો નિત નિત ગુણ ગાય કે.
અ० ૫

---

## શ્રી સંભવનાથ જિન-સ્તવન

—(૪)—

[ મન મધુકર મોહી રહ્યો—એ દેશી ]

સંભવજિનવર વિનતિ, અવધારો ગુણજાતારે;
ખામી નહિ મુજ ખિજમતે, કદિય હોશ્યો ફળદાતારે. સં० ૧

કરજોડી ઉભો રહું, રાત દિવસ તુમ ધ્યાનેરે;
જો મનમાં આણો નહિ, તો શું કહિયે થાનેરે. સં૦ ૨
ખોટ ખજાને કો નહિ, દીજે વંછિત દાનોરે;
કરૂણાનજરે પ્રભુ તણી, વાધે સેવક વાનોરે. સં૦ ૩
કાળલબ્ધિ નહિ મતિ ગણો, ભાવલબ્ધિ તુમ હાથેરે;
લડથડતું પણ ગજ બચ્ચું, ગાજે ગજવર સાથેરે. સં૦ ૪
દેશ્યો તો તુમહી ભલા, બીજા તો નવિ યાચુંરે;
વાચક જશ કહે સાંઈશું, ફળશે એ મુજ સાચુંરે. સં૦ ૫

---

## શ્રી અભિનંદન જિન-સ્તવન

—(*)—

[ સુણયો હો પ્રભુ—એ દેશી ]

દીઠી હો પ્રભુ દીઠી જગગુરૂ તુજ,
મૂરતિ હો પ્રભુ મૂરતિ મોહનવેલડીજી;
મીઠી હો પ્રભુ મીઠી તાહરી વાણી,
લાગે હો પ્રભુ લાગે જેસી શેલડીજી. ૧

જાણું હો પ્રભુ જાણું જન્મ કયથ્થ,
જો હું હો પ્રભુ જો હું તુમ સાથે મિલ્યોજી;
સુરમણિ હો પ્રભુ સુરમણિ પામ્યો હથ્થ,
આંગણે હો પ્રભુ આંગણે મુજ સુરતરૂ ફળ્યોજી. ૨

જાગ્યા હો પ્રભુ જાગ્યા પુણ્ય અંકૂર,
માગ્યા હો પ્રભુ મુહ માગ્યા પાસા ઢળ્યાજી;

વૂઠા હો પ્રભુ વૂઠા અમીરસ મેહ,
    નાઠા હો પ્રભુ નાઠા અશુભ શુભ દિન વળ્યાજી. ૩
ભૂખ્યાં હો પ્રભુ ભૂખ્યાં મિલ્યાં ઘૃતપૂર,
    તરસ્યાં હો પ્રભુ તરસ્યાં દિવ્યઉદક મળ્યાંજી;
થાક્યાં હો પ્રભુ થાક્યાં મિલ્યાં સુખપાલ
    ચાહતાં હો પ્રભુ ચાહતાં સજ્જન હેજે હળ્યાંજી. ૪
દીવો હો પ્રભુ દીવો નિશા વન ગેહ,
    સાથી હો પ્રભુ સાથી થલે જળ નૌ મિલીજી;
કલિયુગે હો પ્રભુ કલિયુગે દુલ્લહો મુજ,
    દરિશણ હો પ્રભુ દરિશણ લહ્યું આશા ફળીજી. ૫
વાચક હો પ્રભુ વાચક જશ તુમ દાસ,
    વિનવે હો પ્રભુ વિનવે અભિનંદન સુણોજી;
કઈયેં હો પ્રભુ કઈયેં મ દેશ્યો છેહ,
    દેજો હો પ્રભુ દેજો સુખ દરિશણ તણોજી. ૬

---

## શ્રી સુમતિનાથ જિન-સ્તવન

—(*)—

[ ઝાંઝરીયા મુનિવર ધન્ય ધન્ય તુમ અવતાર—એ દેશી ]

સુમતિનાથ ગુણશ્યું મીલિજી, વાધે મુજ મન પ્રીતિ;
તેલબિંદુ જિમ વિસ્તરેજી, જળમાંહિ ભલી રીતિ,
સોભાગી જિનશું, લાગ્યો અવિહડ રંગ. સો૦ ૧

સજ્જનશું જે પ્રીતડીજી, છાની તે ન રખાય;
પરિમલ કસ્તૂરીતણોજી, મહી માંહિં મહકાય. સો૦ ૨

અંગુલીયે નવિ મેરૂ ઢંકાયે, છાબડીયે રવિ તેજ;
અંજલિમાં જિમ ગંગ ન માએ, મુજ મન તિમ પ્રભુ હેજ. સો૦ ૩
હુઓ છિપે નહિ અધર અરૂણ જિમ, ખાતાં પાન સુરંગ;
પીવત ભરભર પ્રભુગુણ પ્યાલા, તિમ મુજ પ્રેમ અભંગ. સો૦ ૪
ઢાંકી ઇક્ષુ પરાળશુંજી, ન રહે લહી વિસ્તાર;
વાચક જશ કહે પ્રભુતણોજી, તિમ મુજ પ્રેમ પ્રકાર. સો૦ ૫

---

## શ્રી પદ્મપ્રભ જિન-સ્તવન

—(૬)—

[ સહજ સલુણા હો સાધુજી—એ દેશી ]

પદ્મપ્રભ જિન જઈ અલગા રહ્યા, જિહાંથી નાવે લેખોજી,
કાગળ ને મિસી જિહાં નવિ સંપજે, ન ચલે વાટ વિશેષોજી,
સુગુણ સનેહા રે કદિય ન વિસરે. સુ૦ ૧
ઇહાંથી તિહાં જઈ કોઈ આવે નહિ, જેહ કહે સંદેશોજી;
જેહનું મિલવું રે દોહિલું તેહશું, નેહ તે આપ કિલેશોજી. સુ૦ ૨
વીતરાગશું રે રાગ તે એકપખો, કીજે કવણ પ્રકારોજી;
ઘોડો દોડે રે સાહિબ વાજમાં, મન નાણે અસવારોજી. સુ૦ ૩
સાચીભક્તિ રે ભાવનરસ કહ્યો, રસ હોયે તિહાં દોય રીઝેજી;
હોડાહોડે રે બિહું રસરીઝથી, મનના મનોરથ સીઝેજી સુ૦ ૪
પણ ગુણવંતા રે ગોઠે ગાજીએ, મોટા તે વિશ્રામજી;
વાચક જશ કહે એહજ આસરે, સુખ લહું ઠામોઠામજી. સુ૦ ૫

## શ્રી સુપાર્શ્વનાથ જિન-સ્તવન

—(૭)—

[ લાછલદે માત મલ્હાર—એ દેશી ]

શ્રી સુપાર્શ્વજિનરાજ, તું ત્રિભુવન શિરતાજ;
આજ હો છાજે રે, ઠકુરાઈ પ્રભુ તુજ પદતણીજી. ૧
દિવ્યધ્વનિ સુરફૂલ, ચામર છત્ર અમૂલ;
આજ હો રાજે રે, ભામંડલ ગાજે દુંદુભિજી. ૨
અતિશય સહજના ચ્યાર, કર્મખપ્યાથી ઇગ્યાર;
આજ હો કીધા રે, ઓગણીસ સુરગણભાસુરેજી. ૩
વાણી ગુણ પાંત્રીશ, પ્રાતિહારજ જગદીશ;
આજ હો રાજે રે, દિવાજે છાજે આઠશુંજી. ૪
સિંહાસન અશોક, બેઠા મોહે લોક;
આજ હો સ્વામી રે, શિવગામી વાચક જશ થૂણ્યોજી. ૫

---

## શ્રી ચંદ્રપ્રભ જિન-સ્તવન

—(૮)—

[ ધણરાઢોલાની—દેશી રાગ કેદારો ]

ચંદ્રપ્રભજિન સાહિબા રે, તુમે છો ચતુરસુજાણ; મનના માન્યા;
સેવા જાણો દાસની રે, દેશ્યો ફળ નિવારણ. મ૦
આવો આવોરે ચતુર સુખભોગી, કીજે વાત એકાંત અભોગી;
ગુણ ગોઠે પ્રગટે પ્રેમ. મ૦ ૧
ઓછું અધિક પણ કહે રે, આસંગાયત જેહ; મ૦
આપે ફળ જે અણકહ્યાં રે, ગિરૂઓ સાહિબ તેહ. મ૦ ૨

દીન કહ્યા વિણુ દાનથી રે, દાતાની વાધે મામ; મ૦
જળ દીયેં ચાતક ખીજવી રે, મેઘ હુઓ તેણે શ્યામ. મ૦ ૩
પિઉ પિઉ કરી તુમને જપું રે, હું ચાતક તુમે મેહ; મ૦
એક લહેરમાં દુઃખ હરો રે, વાધે બમણો નેહ. મ૦ ૪
મોડું વહેલું આપવું રે, તો શી ઢીલ કરાય; મ૦
વાચક જશ કહે જગધણી રે, તુમ તૂઠે સુખ થાય. મ૦ ૫

---

## શ્રી સુવિધિનાથ જિન-સ્તવન

—(*)—

[ સુણો મેરી સજની રજની ન જાવેરે—એ દેશી ]

લઘુ પણ હું તુમ મન નવિ માવું રે,
જગગુરૂ તુમનેં દિલમાં લાવું રે;
કુણને દીજે એ શાબાશી રે,
કહો શ્રી સુવિધિજિણંદ વિમાશી રે. લ૦ ૧
મુજ મન અણુમાંહિ ભક્તિ છે ઝાઝી રે,
તેહ દરીનો તું છે માજી રે;
યોગી પણ જે વાત ન જાણે રે,
તે અચરિજ કુણથી હુઓ ટાણે રે. લ૦ ૨
અથવા થિરમાંહી અથિર ન માવે રે,
મોટો ગજ દરપણમાં આવે રે;
જેહને તેજે બુદ્ધિ પ્રકાશી રે,
તેહને દીજે એ શાબાશી રે. લ૦ ૩

ઉર્ધ્વમૂલ તરૂઅર અધ શાખા રે,
છંદપુરાણે એહવી છે ભાખા રે;
અચરિજ વાળે અચરિજ કીધું રે;
ભકતે સેવક કારજ સીધું રે. લ૦ ૪
લાડ કરી જે બાળક બોલે રે,
માતપિતા મન અમીયને તોલે રે;
શ્રી નયવિજય વિબુધનો શીજ રે,
જશ કહે એમ જાણો જગરીશ રે. લ૦ ૫

---

## શ્રી શીતલનાથ જિન-સ્તવન

—(*)—

[ અલિ અલિ કહી આવેગો—એ દેશી ]

શ્રીશીતલજિન ભેટીએ, કરી ભકતેં ચોખું ચિત્ત હો;
તેહશ્યું કહો છાનું કિશ્યું, જેહને સોંપ્યાં તન મન વિત્ત હો. શ્રી૦ ૧
દાયકનામે છે ઘણા, પણ તું સાયર તે કૂપ હો;
તે બહુ ખજુઆ તગતગે, તું દિનકર તેજ સ્વરૂપ હો. શ્રી૦ ૨
મોટો જાણી આદર્યો, દારિદ્ર ભાંજો જગતાત હો;
તું કરૂણાવંત શિરોમણિ, હું કરૂણાપાત્ર વિખ્યાત હો. શ્રી૦ ૩
અંતર્યામી સવિ લહો, અમ મનની જે છે વાત હો;
મા આગળ મોસાળનાં, શ્યા વરણવવા અવદાત હો. શ્રી૦ ૪
જાણો તો તાણો કિશ્યું, સેવા ફળ દીજે દેવ હો;
વાચક જશ કહે ઢીલની, એ ન ગમે મુજ મન ટેવ હો. શ્રી૦ ૫

## શ્રી શ્રેયાંસનાથ જિન-સ્તવન

—(*)—

[ કરમ ન છુટેરે પ્રાણીઆ—એ દેશી ]

તુમે બહુમૈત્રી રે સાહિબા, માહરે તો મન એક;
તુમ વિણુ બીજો રે નહિ ગમે, એ મુજ મોટી રે ટેક,
શ્રી શ્રેયાંસ કૃપા કરો. ૧

મન રાખો તુમે સવિ તણાં, પણ કિહાંએક મલી જાઓ;
લલચાઓ લખ લોકને, સાથી સહજ ન થાઓ. શ્રી૦ ૨

રાગભરે જનમન રહો, પણ ત્રિહુંકાળ વૈરાગ;
ચિત્ત તુમારા રે સમુદ્રનો, કોઈ ન પામે રે તાગ. શ્રી૦ ૩

એહવાશું ચિત્ત મેળવ્યું, કેળવ્યું પહેલાં ન કાંઈ;
સેવક નિપટ અબુઝ છે, નિરવહશો તુમે સાંઈ. શ્રી૦ ૪

નિરાગીશું રે કિમ મિલે, પણ મળવાનો એકાંત;
વાચક જશ કહે મુજ મિલ્યો, ભકતે કામણુ તંત. શ્રી૦ ૫

---

## શ્રી વાસુપૂજ્ય જિન-સ્તવન

—(,,)—

[ મોતીડાની-અથવા સાહિબા મોતિડોરે હમારો—એ દેશી ]

સ્વામિ તુમે કાંઈ કામણુ કીધું, ચિત્તડું અમારૂં ચોરી લીધું;
સાહિબા વાસુપૂજ્ય જિણંદા, મોહના વાસુપૂજ્ય.
અમે પણુ તુમશું કામણુ કરશું, ભકતે ગ્રહી મનઘરમાં ધરશું. સા૦ ૧

મનઘરમાં ધરીયા ઘરશોભા, દેખત નિત્ય રહેશો થિર થોભા;
મનવૈકુંઠ અકુંઠિતભગતે, યોગી ભાખે અનુભવ યુગતેં. સા૦ ૨
ક્લેશે વાસિત મન સંસાર, ક્લેશરહિત મન તે ભવપાર;
જો વિશુદ્ધ મન ઘર તુમે આયા, પ્રભુ તો અમે નવનિધિ ઋદ્ધિ પાયા.
સા૦ ૩
સાત રાજ અલગા જઈ બેઠા, પણ ભગતેં અમ મનમાંહિ પેઠા;
અળગાને વળગ્યા જે રહેવું, તે ભાણા ખડખડ દુઃખ સહેવું. સા૦ ૪
ધ્યાતા ધ્યેય ધ્યાન ગુણ એકે, ભેદ છેદ કરશું હવે ટેકે;
ખીરનીર પરે તુમશું મિલશું, વાચક જશ કહે હેજે હળશું. સા૦ ૫

---

## શ્રી વિમલનાથ જિન-સ્તવન

—(*)—

[ નમોરે નમો શ્રી શત્રુંજય ગિરિવર—એ દેશી ]

સેવો ભવિયાં વિમલજિનેસર[1], દુલ્લહા સજ્જન સંગાજી;
એહવા પ્રભુનું દરિશણ લહેવું, તે આળસમાંહિ ગંગાજી. સે૦ ૧
અવસર પામી આળસ કરશે, તે મૂરખમાં પહેલોજી;
ભૂખ્યાને જિમ ઘેબર દેતાં, હાથ ન માંડે ઘહેલોજી. સે૦ ૨
ભવ અનંતમાં દરિશણ દીઠું, પ્રભુ એહવા દેખાડેજી;
વિકટ ગ્રંથિ જે પોળ પોળિયો, કર્મ્મ વિવર ઉઘાડેજી. સે૦ ૩
તત્ત્વ પ્રીતિકર પાણી પાએ, વિમલાલોકે આંજિજી;
લોયણ ગુરૂ પરમાન્ન દિએ તવ, ભ્રમ નાંખે સવિ ભાંજિજી. સે૦ ૪
ભ્રમ ભાંગ્યો તવ પ્રભુશું પ્રેમે, વાત કરૂં મન ખોલીજી;
સરલતણે 'જે' હીયડે આવે, તેહ જણાવે બોલીજી. સે૦ ૫

---

૧. 'જિનેસરૂ' પાઠાં.

શ્રીનયવિજય વિબુધ પય સેવક, વાચક જશ કહે સાચું જી;
કોડિ કપટ જો કોઈ દિખાવે, તોહી પ્રભુ વિણુ નાવિ રાચું જી. સે૦ ૬

---

## શ્રી અનંતનાથ જિન-સ્તવન

—(*)—

[ સાહેલડીયાં—એ દેશી ]

શ્રી અનંતજિનશું કરો સાહેલડિયાં, ચોલ મજીઠનો રંગ રે-
ગુણુ વેલડિયાં;
સાચો રંગ તે ધર્મનો-સા૦, બીજો રંગ પતંગરે. ગુ૦ ૧
ધર્મરંગ જિરણુ નહિ-સા૦, દેહ તે જિરણુ થાયરે; ગુ૦
સોનું તે વિણુસે નહિ-સા૦, ઘાટઘડામણુ જાયરે. ગુ૦ ૨
તાંબું જે રસ વેધીયું-સા૦, તે હોએ જાચું હેમરે; ગુ૦
ફરિ તાંબું તે નવિ હોવે૦-સા૦, એહવો જગગુરૂ પ્રેમરે ગુ૦ ૩
ઉત્તમ ગુણુ અનુરાગથી-સા૦, લહિએ ઉત્તમ ઠામરે; ગુ૦
ઉત્તમ નિજ મહિમા વધે-સા૦, દીપે ઉત્તમ ધામરે. ગુ૦ ૪
ઉદકબિંદુ સાયર ભળ્યો-સા૦, જિમ હોય અખય અભંગરે; ગુ૦
વાચક જશ કહે પ્રભુગુણે-સા૦, તિમ મુજ પ્રેમ પ્રસંગરે. ગુ૦ ૫

---

## શ્રી ધર્મનાથ જિન-સ્તવન

—(*)—

[ બેડલે ભાર ઘણો છે રાજ વાતો કેમ કરો છો—એ દેશી ]

થાંશું પ્રેમ બન્યો છે રાજ, નિરવહશ્યો તો લેખે.
મેં રાગી પ્રભુ થેં છો નિરાગી, અણુજુગતે હોએ હાંસી;
એકપખો જે નેહ નિરવહવો, તેમાં કીસી શાબાશી. થાં. ૧

નિરાગી સેવે કાંઈ હોવે, ઈમ મનમેં નવિ આણું;
ફળે અચેતન પણ જિમ સુરમણિ, તિમ તુમ ભક્તિ પ્રમાણું. થાં. ૨
ચંદન શીતલતા ઉપજાવે, અગ્નિ તે શીત મિટાવે;
સેવકનાં તિમ દુઃખ ગમાવે, પ્રભુગુણ પ્રેમસ્વભાવે. થાં. ૩
વ્યસન ઉદય જલધિ જે અણુ હરે, શશિને તેજ સંબંધે;
અણુસંબંધે કુમુદઅણુ હરે, શુદ્ધસ્વભાવપ્રબંધે. થાં. ૪
દેવ અનેરા તુમથી છોટા, થૈં જગમેં અધિકેરા;
જશ કહે ધર્મજિણેસર થાશું, દિલ માન્યા હે મેરા. થાં. ૫

---

## શ્રી શાંતિનાથ જિન-સ્તવન

—(*)—

[ ધણુલિયો મૂકયો સરોવરિયારી પાળે અથવા
દાતણ મોડયો સુગુણી જાઈ તણુંજી-એ દેશી ]

ધન દિન વેલા ધન ઘડી તેહ,
અચિરારો નંદન જિન જદિ ભેટશુંજી;
લહિશું રે સુખ દેખી મુખચંદ,
વિરહવ્યથાનાં દુઃખ સવિ મેટશુંજી.—૧
જાણ્યો રે જેણે તુજ ગુણ લેશ,
બીજારે રસ તેહને મન નવિ ગમેજી;
ચાખ્યો રે જેણે અમી લવલેશ,
બાકસબુકસ તસ ન રૂચે કિમેજી.—૨
તુજ સમકિતરસસ્વાદનો જાણ,
પાપ કુભક્તે બહુ દિન સેવીયુંજી;

સેવે જો કર્મને યોગે તોહિ,
વાંછે તે સમકિત અમૃત ધુરિ લિખ્યુંજી.—૩
તાહરૂં ધ્યાન તે સમકિતરૂપ,
તેહજ જ્ઞાન ને ચારિત્ર તેહ છેજી;
તેહથી રે જાએ સઘળાં પાપ,
ધ્યાતારે ધ્યેય સ્વરૂપ હોયે પછેજી.—૪
દેખી રે અદ્‌ભુત તાહરૂં રૂપ,
અચરિજ ભવિક અરૂપિપદ વરેજી;
તાહરી ગત તું જાણે દેવ,
સમરણ ભજન તે વાચક જશ કરેજી.....૫

## શ્રી કુંથુનાથ જિન-સ્તવન
—(*)—
[ સાહેલાં હે—એ દેશી ]

સાહેલાંહે કુંથુજિણેસર દેવ, રતન દીપક અતિ દીપતો હો લાલ;
સા૦ મુજ મનમંદિરમાંહે, આવે જો અરિબલ જીપતો હો લાલ. ૧
સા૦ મિટે તો મોહ અંધાર, અનુભવ તેજે જળહળે હો લાલ;
સા૦ ધૂમકષાય ન રેખ, ચરણચિત્રામણ નવિ ચળે હો લાલ ૨
સા૦ પાત્ર કુયેં નહિ હેઠ, સૂરજ તેજે નવિ છિપે હો લાલ;
સા૦ સર્વ તેજનું તેજ, પહેલાંથી વાધે પછે હો લાલ. ૩
સા૦ જેહ ન મરૂતને ગમ્ય, ચંચલતા જે નવિ લહે હો લાલ;
સા૦ જેહ સદા છે રમ્ય, પુષ્ટ ગુણે નવિ કુશ રહે હો લાલ. ૪
સા૦ પુદ્‌ગલ તેલ ન ખેપ, જેહ ન શુદ્ધદશા દહે હો લાલ;
સા૦ શ્રીનયવિજય સુશીશ, વાચક જશ એણિપરે કહે હો લાલ. ૫

## શ્રી અરનાથ જિન-સ્તવન

—(*)—

[ આસણુરાયોગી—એ દેશી ]

શ્રી અરજિન ભવજલનો તારૂ, મુજ મન લાગે વારૂરે;
મનમોહન સ્વામી.
બાંહ્ય ગ્રહિ જે ભવિજન તારે, આણે શિવપુર આરે રે. મ૦ ૧
તપ જપ મોહ મહા તોફાને, નાવ ન ચાલે માને રે; મ૦
પણ નવિ ભય મુજ હાથોહાથે, તારે તે છે સાથે રે. મ૦ ૨
ભગતને સ્વર્ગ સ્વર્ગથી અધિકું, જ્ઞાનીને ફળ દેઇ રે; મ૦
કાયાકષ્ટ વિના ફળ લહીએ, મનમાં ધ્યાન ધરેઇ રે. મ૦ ૩
જે ઉપાય બહુવિધની રચના, યોગમાયા તે જાણો રે; મ૦
શુદ્ધ દ્રવ્ય ગુણ પર્યાય ધ્યાને, શિવ દિયે પ્રભુ સપરાણો રે. મ૦ ૪
પ્રભુ પદ વળગ્યા તે રહ્યા તાજા, અળગા અંગ ન સાજા રે; મ૦
વાચક જશ કહે અવર ન ધ્યાઉં, એ પ્રભુના ગુણ ગાઉં રે. મ૦ ૫

---

## શ્રી મલ્લિનાથ જિન-સ્તવન

— (*) —

[ નાભિરાયકે બાર-એ દેશી ]

તુજ મુજ રીઝની[1] રીઝ, અટપટ એહ ખરીરી;
લટપટ નાવે કામ, ખટપટ ભાંજ[2] પરીરી ૧
મલ્લિનાથ તુજ રીઝ, જન રીઝે ન હુવેરી;
દોય રીઝણનો ઉપાય, સાહમું કાં ન જૂએરી. ૨

---

૧-રીઝે-ખાફાં ૨-ભાંજે-પાફા.

દુરારાધ્ય છે લોક, સહુને સમ ન શશીરી;
એક દુહવાએ ગાઢ એક જો બોલે હસીરી. ૩
લોકલોકોત્તર વાત, રીઝ છે દોઈ જૂઈરી;
તાત ચક્ર ધુર પૂજ્ય, ચિંતા એહ હૂઈરી. ૪
રીઝવવો એક સાંઈ, લોક તે વાત કરેરી;
શ્રીનયવિજય સુશિષ્ય, એહીજ ચિત્ત ધરેરી. ૫

---

## શ્રી મુનિસુવ્રત જિન-સ્તવન

—(*)—

[પાંડવ પાંચે વંદતા—એ દેશી]

મુનિસુવ્રત જિન વંદતાં, અતિ ઉલ્લસિત તન મન થાય રે;
વદન અનોપમ નિરખતાં, મારાં ભવભવનાં દુખ જાય રે. મા૦
જગતગુરૂ જાગતો સુખકંદ રે, સુખકંદ અમંદ આનંદ. જ૦ ૧
નિશીદિન સૂતાં જાગતાં, હીયડાથી ન રહે દૂર રે;
જબ ઉપકાર સંભારીયે, તબ ઉપજે આણંદ પૂર રે. જ૦ ૨
પ્રભુ ઉપકાર ગુણે ભર્યા, મન અવગુણ એકે ન સમાય રે;
ગુણ ગુણ અનુબંધી હુઆ, તે તો અક્ષયભાવ કહાય રે. જ૦ ૩
અક્ષયપદ દિએ પ્રેમ જે, પ્રભુનું તે અનુભવ રૂપ રે;
અક્ષરસ્વરગોચર નહિ, એ તો અકલ અમાય અરૂપ રે. જ૦ ૪
અક્ષર થોડા ગુણ ઘણા, સજ્જનના તે ન લિખાય રે;
વાચક જશ કહે પ્રેમથી, પણ મનમાહે પરખાય રે. જ૦ ૫

